# ઘરધણીનો દોસ્ત:

અથવા

## શરવે ખોલાસા સાથનો

## મીલકતવાલાઓને લગતો મ્યુનીસીપાલ ધારો.

(શન ૧૮૮૮ નો બાંબે આકટ નંબર ૩ જો.)

---

રચનાર

બેહરામજી જમશેદજી ખાનસાહેબ,

તે આગલ "સ્ટાર ઑફ ઇન્ડીયા" નામના અંગ્રેજી
વરતમાન પત્રના માલેક તથા અધીપતી; "હીસટરી ઑફ
બેલગાંમ" તથા "લાઇટસ એન્ડ શેડસ ઑફ
ઓરીયનટલ કારેકટર" નામના ગ્રંથોના કર્તા;
લંડનની "હીસટારીકલ સોસાયટી" ના
સભાસદ; તથા કાયદાને લગતાં કામ
કરવાની ઓફીસના માલેક.

મુંબઈ:

"ધી રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસ" માં છાપ્યો છે.

ઈ. સ. ૧૮૯૧.

---

કીંમત, ઘરાકોને રૂ ૧, બીજાઓને રૂ ૧ા.

જાહેર ખબર.

# રોનલ્ડસની અજાયબ ગોળીઓ !

ધાતુના દરદને અને તે થવાના કારણોને જડ મુળથી હાંકી કાંઢીને, ટુંક મુદતમાં દરદીને જાથુકનો આરામ આપનારી "રોનલ્ડસની ગોળીઓ" માફક

**બીજી એકબી દવાઈ નહી હશે**

એમ તેનો બનાવનાર હીંમતથી કહી શકે છે.

વારંમવાર ધાતુ જવાનો રોગ એવો તો ખરાબ છે, કે ગમે તેવા મજબુત બાંધાના સ્ત્રી પુરૂષો તેથી કરીને નબલા, સુસ્ત, તથા રોગીષ્ટ બનીને જીંદગીથી કંટાલે છે.



**ગમે તે કારણથી ધાતુ જતી હોય,**

તે ઉપર ખાત્રી પુર્વક ઇલાજ, તથા હજારો દરદીઓ ઉપર ખાશ ફતેહ મેલવેલી

**શુદ્ધ વનસ્પતીની રોનલ્ડસની ગોળીજ છે!!!**

કીંમત રૂ ૧) શરવે આબરૂદાર દુકાનદારો તથા દવા વેચનારાઓને ત્યાંથી મલશે.

જાહેર ખબર.

**થોડી મુદતમાં બાહેર પડશે. કીં૦ રૂ. ૧**

# ઘરધણી તથા ભાડુતનો ધારો.

**રચનાર, બેહરામજી જમશેદજી ખાનસાહેબ.**

જોકે આ પુસ્તક **ઘરધણીનો દોસ્ત** જેટલું મ્હોટું નથી, તોપણ મીલકતવાલાઓને તે અત્યંત ઉપયોગી ધારીને, ઉપલ ગ્રંથના ઘરાકોને આ નવા ગ્રંથનાબી ઘરાકો થાયલા ગણીને, તે તૈયાર થતાંજ તેમના ઠેકાણાઓ ઉપર પુગાડવામાં આવશે; જેને તે ખરીદવાની ખુશી નહી હશે, તેણે મેહરબાની કરીને તેમ જણાવવું.

આ નવા પુસ્તકમાં ઘરધણીના શરવે લાભો, ફરજો, તથા જોખમો દરશાવ્યા છે, તેઓએ શું કરવું તથા શું નહી કરવું, તથા કોરટોમાં ભાડુત સંબંધી કેમ પગલાં ભરવાં, વગેરે અનેક બાબતોને લગતી ધારાની બારીકી સેહેલ રીતે સમજાવી છે.

---

# બેહરામજી જમશેદજી ખાનસાહેબ,

કાયદા સંબંધી કામ કરનાર તથા સલાહ આપનાર;

**આફીસ**—કાલકાદેવીના દેવળની સાંમણે, મુંબઇ; તથા "લાલ બંગલો," મોરી રોડ, માહીમ.

નાદારી કોર્ટનુ કાંમ, કજીઆને લગતાં કાગલ્યાં, હાઈ કોર્ટ તથા સ્માલ કાઝ કોર્ટના ફરીયાદનામાં; તેમજ સોગંદનામું, એગ્રીમેન્ટ, ભાડાં ચીઠી, સાટા ખત, વેચાણ ખત, ગીરવી ખત, ભાગલાગતુ ખત, ટ્રસ્ટ ડીડ, વીલ, પવર, નોટીસ, ફારગતી, અરજી, અપીલ, તાર, તરજુમો, હસાબ, વગેરે ધારાને લગતું દરેક કામ

સફાઇથી, મજબુત રીતે, મધ્યમ ફી લઈને, વાયદાસરજ કરી આપવામાં આવે છે.

**૨૦ વર્ષોનો અનુભવ.**

# ઘરધણીનો દોસ્ત;

અથવા

## શરવે ખોલાસા સાથનો
## મીલકતવાલાઓને લગતો મ્યુનીસીપાલ ધારો.

(શને ૧૮૮૮ નો બાંબે આકટ નંબર ૩ જો.)

---


રચનાર

બેહરામજી જમશેદજી ખાનસાહેબ,

તે આગલ "સ્ટાર ઑફ ઇન્ડીયા" નામના અંગ્રેજી
વર્ત્તમાન પત્રના માલેક તથા અધીપતી; "હીસટરી ઑફ
બેલગાંમ" તથા "લાઇટસ એન્ડ શેડસ ઑફ
ઓરીયનટલ કારેકટર" નામના ગ્રંથોના કર્ત્તા;
લંડનની "હીસટારીકલ સોસાયટી" ના
સભાસદ; તથા કાયદાને લગતાં કામ
કરવાની ઑફીસના માલેક.


---


મુંબઈ:

"ધી રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસ" માં છાપ્યો છે.

---

ઈ. સ. ૧૮૯૧.

---

કીંમત, ઘરાકોને રૂ ૧, બીજાઓને રૂ ॥.

THE

# LANDLORD'S FRIEND;

OR

# A POPULAR GUJERATI VERSION

OF THE

MUNICIPAL LAW AFFECTING LANDED PROPERTY IN BOMBAY.

*(Bombay Act No. III of 1888.)*

EDITED BY

BYRAMJEE JAMSETJEE KHANSAHEB,

*Formerly Editor & Proprietor, "Star of India" Author of "The History of Belgaum," and "Lights and Shades of Oriental Character"; Member of the "Historical Society of London," and Proprietor, "Law Office," Kalbadevi.*

Bombay:

PRINTED AT THE "RISING STAR PRINTING PRESS."

1891.

**Price, to Subscribers Re. 1, to others Rs. 1½**

મેહરબાન ડૉકટર ટામસ બ્લેની સાહેબ,

તે

મ્યુનીસીપાલ કારપોરેશનના મેમ્બર, જાઈન્ટ સ્કુલ બોર્ડના
સરનશીન, મુંબઈના કારોનર, મુંબઇની યુનીવરસીટીના
ફેલો, જસ્ટીસ ઑફ ધી પીસ. વીકટોરીયા
જુબીલી ટેકનીકલ ઇનસ્ટીટીયુટની
કમીટીના સભાસદ.

વીગેરે, વીગેરે, વીગેરે.

એમને

પચીસ કરતાં વધારે વર્ષો શુધી

મુંબઇની કર ભરનારી આલમ તરફથી એઓએ ચલાવેલી
પરગજુ લડતો, ગરીબ તથા નાચારો તરફની એમની હાતમ
દીલની સખાવતો, તથા સઘલી કોમોનાં લોકોમાં
એવો જે ગુપચુપ તથા ડોલ દમામ વગરની
મ્હોટી ભલાઇઓ કરતાં જાય છે.

તેની એક કદરસનાસ પીછાન તરીકે,

મીલકતવાલાઓને લગતો મ્યુનીસીપાલ ધારાનો
આ ન્હાનો પણ ઉપયોગી ગ્રંથ
તેના નમ્ર રચનારે મ્હોટાં માન સહીત
અર્પણ કર્યો છે.

TO

**Dr. Thomas Blaney,**

Member of the Municipal Corporation and President Joint Schools Board, Coroner of Bombay, Fellow of the Bombay University, Justice of the Peace, Member of the Committee of the Victoria Jubilee Technical Institute, &c., &c., &c,

**In Grateful Recognition**

Of his disinterested labours on behalf of the Rate-payers of Bombay for over a quarter of a century, his generous benefactions to the poor and needy, and the immense good he has been silently and unostentatiously doing among All Classes of the Community,

THIS POPULAR GUJERATI VERSION

**Of the Municipal Law Governing Landed Property**

IN THE

*URBS PRIMA IN INDIS,*

IS MOST RESPECTFULLY DEDICATED BY

HIS MOST OBEDIENT SERVANT AND

SINCERE ADMIRER,

**THE COMPILER.**

# દીબાચો.



**લગામ** વગરનો એક ઘોડો, દમ બાંધીને, ચોતરફ નાહસવા મંડીયાથી, તેના સવારની જેવી દુઃખ ઉપજાવનારી હાલત થાઇ પડવાની વકી રખાય, તેવીજ હાલત અંગ્રેજી ભાષા નહી જાણતા આપણાં દેશી મીલકત વાલાઓના મ્હોટા ભાગની આજ કાલ થઇ પડી છે એમ જો હું કહું, તો સહરાગત કરવાનો દોષ મારે માંથે કોઇબી મુકી શકશે નહી. અલંકારીક ભાષામાં કહીયેતો, **ઘોડો** તે મીલકત છે, અને **લગામ** તે તેને લાગુ પાડેલો આપણાં મુંબઇ શેહેરનો મ્યુનીસીપાલ ધારો છે. જેમ લગામ વગરનો ઘોડો તેના સવારને કોઇ મ્હોટા ખાડાની અંદર નાખી દેવાની વાજબી રીતે ધાસ્તી રખાય, તેજ પ્રમાણે મીલકતને લગતા મ્યુનીસીપાલ ધારાનુ જ્ઞાન ધરાવ્યા વગર મીલકત રાખવાનુ કાંમ, કોઇબી દીવશે, તેના માલેકને ફોકટની જંજાલ, આપદા, તથા મ્હોટા ખરચમાં નાખવાનો સંભવ ઉભો કરનારૂં છે એમાં તો કાંઇબી સંદેહ નથી. આ ન્હાના પણ ઉપયોગી ગ્રંથમાં, સવારને લગાંમ, એટલે કે મીલકતવાલાઓને તેને લગતા ધારાનું જ્ઞાન, કેટલેક દરજજે, પુરૂં પાડવાની મે કોશીશ કરી છે.

ધારા સંબંધી કાંમો કરી આપવાનો ઘણાક વર્ષોથી મ્હારો ચાલુ ધંધો હોવાના સબબથી મીલકત ધરાવ-નારા મ્હારા ઘણાક કુલોને તેને લગતા આપણાં મ્યુનીસીપાલ કાયદાના અગત્ય જોગાં જ્ઞાનની ગેરહાજરીમાં

કેટલું બધુ ખમવું પડીયું છે, તે હું હમેશાં જોતો આવ્યો છું; અને તેવાજ મ્હારા કુલો તરફથી મને વખતે વખત થાયલી એહતેમાદા ઉપરથી, તેને માન આપીને, તથા આપણા ઉમંગી મ્યુનીસીપાલ કમીશનરની પરવાનગી મેળવીને, આ ધારાપોથી છપાવી બાહેર પાડવાની મને ફરજ પડી છે; તેમ કરતાં ઉમેદ રાખવાને મને પુરતું કારણ છે, કે આ મ્હારાં માંથે ઉઠાવેલાં કાંમથી આપણાં મોલકતવાલાઓના મ્હોટા ભાગને ફાયદો હાંસલ થાયા વગર રેહશે નહી.

અંગ્રેજી ધારાનો બોલે બોલ ગુજરાતીમાં જો મે તરજુમો કર્યો હતે, તો હું હીંમતથી કહું છું કે તે મ્હારાં વાંચનારાઓને પુરતી રીતે સમજ પડવાને બદલે, ઓર તેમને ગોતાં ખવાડનારૂં કામ થાઇ પડતે; તેથી મ્યુનીસીપાલ ધારાની દરેક કલમ, પેટા કલમ, તથા રકમ મધે મીલકત ધરાવનારાઓને શું શું કરવાને, તથા શું શું નહી કરવાને ફરમાવેલું છે, તેનો એક બાલકનેબી સમજ પડે એવી સલીસ તથા સેહેલ ઇબારતમાં શર્વે મલીને ૭૫) બાબદોનો મે ખોલાસો કર્યો છે.

મ્હારાં ઘરાકોમાં પારસી, વાણીયા, ભાઠીયા, લુવાણા, ભણુસાલી, મેમણ, ખોજા, હોરા, મુસલમીન, વગેરે બધી મુખ્ય કોમોનાં ગ્રહસ્થો સમાયલા હોવાથી, આ પુસ્તકમાં મને એવી ભાષા વાપરવાની જરૂર જણાઇ છે કે તેવી શર્વે કોમોના સાહેઓને તે સમજવાને કાંઇબી હરકત નડે નહી.

અંગ્રેજી ધારામાં ઘણેક ઠેકાંણે એક કલમનો હવાલો બીજી કલમ ઉપર આપ્યો છે, તેમજ મ્યુનીસીપાલ વતરોગે

બીજા ધારા સંબંધીના પણ ઇશારા કર્યા છે; પણ મે તેવી કલમોનો તેમજ બીજા ધારાનો ખોલાસો તેમને ઘટતી જગ્યાઓ ઉપરજ આપ્યો છે. વલી અંગ્રેજીમાં, ધારાને છેડે એકજ ઠેકાણા ઉપર એકદમ ૨૮૮ કલમો એકઠી કરીને ત્યાંજ લખેલું છે જે, ફલાણા નંબરની કલમો તોડનારને આટલી સજા કર્યામાં આવશે; પણ મ્હારાં ઘરાકોને મેહનત તથા વખતનો બંચાવ કરવા તથા તેમને થતો ગુંચવાડો મટાડવાની મકસદથી, દરેક કલમની નીચેજ, તે તોડવાની શું સજા ફરમાવેલી છે તે જણાવી દેવાને મે દરૂસ્ત ધાર્યું છે.

આ ધારા-પોથીની મદેહનજર બાહેર પડતાંજ, તેના ઘરાકો દાખલ શર્વે કોમના જે સેંકડો સદ ગ્રહસ્થોએ મ્હારી ઉપર પોતાનાં નામ મોકલી દઇને આ કાંમ મધ્યે મને આશ્રો આપવાની જે મેહેરબાની કરીછે, તેમનો આ પ્રસંગે ઉપકાર માનવાની રજા લેતાં, કમ ફુરસદને લીધે આ ચોપડી પ્રગટ થાવાના કામમાં જે અનધારેલી ઢીલ થઇછે તે માટે હું દરગુજર ચાહુંછું. મજકુર પુસ્તક રચવાના કામમાં મને કેટલીક અમુલ્ય સુચનાઓ કરવા શારૂં આપણા બુજોર્ગ તથા પરદુઃખભંજન શેહેરી પ્રખ્યાત ડાકટર બ્લેનીનો આ ઠેકાણે ઉપકાર માન્યા વગર મને ચાલતું નથી; તેમજ "ધી રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસ" ના સાહસીક તથા લાયકીવાલા માલેક તરફનો મ્હારો આભાર મને જણાવવો જોઇએ, કે જેઓએ પોતાના હાથમાં આ પુસ્તકની કાપી આવતાંજ, ભારી ઉમંગ તથા મેહનતથી તેને લગતું કાંમ ઝડપે ચલાવીને એક ટુંક મુદ્દતની અંદર તેને પાર ઉતારી આપ્યુંછે.

મજાના લોકોને અત્યંત ઉપયોગી તથા સસ્તાં ધારાને લગતાં બીજાં પુસ્તકો એક પછે એક છપાવીને બાહેર પાડવાની હું ધારણાં રાખુછું; અને મને ઉંમેદ છે, કે હાલના ગ્રંથની માફકજ, તેઓ મને ઉદાર આશ્રો આપવાનું ચાલુ રાખશે. **ઘરધણી તથા ભાડુતનો ધારો** નામના હવે પછે નીકલનાર મ્હારા બીજા ગ્રંથની જાહેર ખબર (જે આ ચોપડીના પેહલાજ પાના ઉપર પ્રગટ કરવામાં આવીછે તે) ઉપર વાંચનારી આલંમનુ ધ્યાન ખેંચવાની હું રજા લેઉંછું.

છેલ્લે, "**ઘરધણીનો દોસ્ત**" મધે સમજાવેલા ધારા ધ્યાનમાં રાખીને ચાલ્યાથી પાંચ પચીસ જણાઓતોબી પીડામાં પડતાં બંચીને, તેમને ફાયદો થાયલો મ્હારા સાંભળવામાં આવશે, તો મ્હારી લીધેલી મેહનતનો મને પુરેપુરો બદલો વલી રહેલો હું સમજીશ.

"લાલ બંગલો," માહીમ; આકટોબર ૧૮૯૧.

**બેહરામજી જમશેદજી ખાનસાહેબ.**

# સાંકલયું.



## વધારો.

૪૭૫૩

# ઘરધણીનો દોસ્ત;

## અથવા

## મીલકતવાલાઓને લગતો મ્યુનીસીપાલ ધારો.



## શરૂઆતનાં બે બોલ.

### પ્રજામાં ચાલતી એક મ્હોટી ભુલનો સુધારો.

આપણી મ્યુનીસીપાલીટીનાં ચોક્કસ કાંમો સાંમે બખાળો કરનારાં કેટલાક શખસોને આપણે ઘણીક વાર બલાપો કરતાં સાભલ્યે છેયે જે, "સરકારનો આ તે શો જુલંમ? આ જુલંમ તે કેમ કરીને ખમાય? બસ, સરકાર તો હવે હદ્દ કરે છે!" સમજુઓને તો કેહેવાની જરૂર નથીજ, પણ એવા બેખબરાઓની ઉપલી હસવા સરખી ભુલ સુધારવાની હું મ્હારી ફરજ શમજીને ખોલાસો કરવાની રજા લેઉંછું જે, આપણી મ્યુનીસીપાલીટી સાથે સરકારનો કાંઇબી જીવ જેવો સંબંધ નથી. જાહેર રસ્તાઓ બાંધવા તથા દરૂસ્ત કરવા જોઇએ; મનની સગવડ માટે રોશની કરવી જોઇએ; પાણીનો પુરતો જથ્થો શેહેરમાં ઘેરેઘર પ્હોંચતો કરવો જોઇએ; કચરો, ગંધકી વગેરે દુર કરાવી, સુખ શાંતીના અગત્યના ઉપાયો લેવા

જોઇએ; તેમજ જાંન માલની સલામતી સચવાય તેવી રીતે મકાંનો બંધાવવાને શારૂં હમેશાં ઘટતી ચાંપ રાખવી જોઇએ, વગેરે. હવે સરકારને સેંકડો કાંમો ઉપર ધ્યાન આપવાનું હોવાથી, તેઓથી શેહેર સુધરાઇનાં એવાં પે-હેલ્લી જરૂરીયાતવાલાં કાંમો ઉપર પુરેપુરી રીતે, ધ્યાન આપવાને બને એમ નથી; પણ એવાંજ લોકોપયોગી કાંમો બજા લાવવા માંટે મ્યુનીસીપાલીટી સ્થપાયલી તથા મથ્થેલી હોવાથી, ઘણી સરસ રીતે તેવાં કાંમો તે બજાવી શકે છે. મ્યુનીસીપાલીટીનાં કારોબારની અંદર સરકાર નો ઝાઝો હાથ નથી, તે એટલાજ ઉપરથી ખોલ્લી રીતે જણાંશે કે, જેમ પ્રજા પોતાંની તરફનાં પ્રતીનીધીઓ અથવા વકીલોની ચુંટણી કરીને, પોતાનાં લાભ જાલવવા થકી, કારપોરેશનની સભામાં મોકલેછે, તેવીજ રીતે સરકાર પણ, પોતાંની તરફનાં વકીલોની નેમણુંક કરીને, તેમને તે સભા મધે મોકલી આપેછે. એટલુંજ નહી,પણ મ્યુનીસીપાલીટીને, મીલકતને લગતો કર જેમ પ્રજાનાં લોકો ભરેછે, તેમજ પોતાંની ઇમારતો તથા જમીનો શારૂં સરકાર પણ કર ભરતી જાયછે; ફરક માત્ર એટલોજ કે, જ્યારે પ્રજાનો કોઇ સાધારણ આસામી દશ રૂપીયાની જકાત ભરતો હોય, ત્યારે સરકાર આઠ રૂપીયા જેટલી ભરેછે; કારણ કે, આપણી મ્યુનીસીપાલીટીને સરકારનાં ચોક્કસ આશ્રાની વખતે વખત ઘણી અગત્ય પડતી હોવાથી, તેમને આટલી છુટ મુકવામાં મ્યુનીસીપાલીટી પોતાનાંજ લાભ ઉપર નજર રાખીને કાંમ કરેછે એમજ શમજવું, અને મ્યુનીસીપાલીટીનાં લાભની સાથે પ્રજાનાં લાભ તો જોડાયલાંજ છે, સબબકે એ ખાતુંજ પ્રજાનું ખાતું છે. એટલાજ ખોલાસા ઉપરથી, સમજુ વાચકોની તુત ખાત્રી થાશે જે, સરકારને આપણી

મ્યુનીસીપાલીટી સાથે કોઇબી કેહવા જોગ સંબંધ નથી, જોકે તેઓ બંધે મલીને પ્રજાનીજ ભલાઇ સાચવવાનાં કાંમો બજાવવાને તત્પર છે તેમાં તો કસ્સોબી સંદેહ નથીજ; અને તેથી પ્રજાનાં બીન વાકેફ લોકને મ્હારી એટલીજ વીનંતી છે કે, એકનાં કાંમ માટે બીજાને ઠપકો આપવો યોગ્ય નથી. વધારે ખોલાસો, નીચે આપેલી વીગતો ઉપરથી સેહેજમાં મલી આવશે, એવી હું આશા રાખુછું.

---

# ભાગ ૨ જો.

## મ્યુનીસીપાલીટીનું બંધારણ.

કલંમ ૪ થી. **મ્યુનીસીપાલ સત્તાવાલાઓ**—આ ધારાને અમલમાં લાવવાનું કાંમ મ્યુનીસીપાલીટીના જે જે સત્તાવાલાઓને સોંપવામાં આવ્યું છે, તેઓ નીચે પ્રમાંણે છે:—

(૧) એક કારપોરેશન,
(૨) એક સ્ટાંન્ડીંગ કમીટી, તથા
(૩) એક મ્યુનીસીપાલ કમીશનર.

---

## મ્યુનીસીપાલ કારપોરેશન.

૫. **કારપોરેશનનું બધારંણ**—તારીખ ૧ લી એપ્રીલ શને ૧૮૮૯ પછે, કારપોરેશનની સભા નીચે દરશાવ્યા પ્રમાણે ૭૨) કૌન્સીલરોની થાશે, એટલે જે—

૩૬ જુદા જુદા વાર્ડોની ચુંટણીમાં ચુંટી કાઢાયલા,
૧૬ જસ્ટીસોએ ચુંટી કાઢેલા,
૨ મુંબઇની યુનીવર્સીટીનાં ફેલોસે ચુંટી કાઢેલા,
૨ મુંબઇનો ચેમ્બર આફ કામરસે ચુંટી કાઢેલા, તથા
૧૬ સરકાર તરફથી નેમાયલા.

આ એકત્ર થાયલી સભાને "મુંબઇ શેહેરની મ્યુનીસીપાલ કારપોરેશન"નું નાંમ આપ્યામાં આવ્યું છે; એજ નાંમની મોહોર તે પોતાનાં દરેક કાંમની અંદર વાપરશે, તથા જાથુકના એક ખાતાં દાખલ, મજકુર સભા હમેશાં ચાલ્યા કરશે.

૭. **સભાસદોના હોદ્દાની મુદત**—કારપોરેશનનાં સભાસદોને કૌન્સીલર કેહવામાં આવે છે, અને તેમનાં હોદ્દાની મુદત તા૦ ૧ લી એપ્રીલથી ૩ વર્ષ સુધીની ઠેરવી છે.

૮. **મુદત પુરી થાયા બાદ તેજ કૌન્સીલર ફરીથી નેમાય**—જે કૌન્સીલરના હોદ્દાની મુદત ખલાસ થાય, તે જો આગલ જણાવ્યા મુજબ નાલાયક નહી ઠરે, તો ફરીથી નેમાવાને લાયકનો થશે.

૯. **ખાલી પડેલી જગ્યા કેમ પુરવામાં આવેછે**—અગરજો એક કૌન્સીલર પોતાંનો હોદ્દો લેવાને નાંકબુલ હોય, અથવા મરણ પાંમે, અથવા રાજીનામું આપે, અથવા નાલાયક ઠરે, અથવા મુદત પુરી થવા આગમજ કાંમ કરવાને અશક્ત થાય, તો તેની જગ્યા ખાલી પડેલી ગણાંઇને, તેને બદલે કોઈ બીજા

લાયક શખસની ચુંટણી અથવા નેમણુંક કર્યામાં આવશે, અને તેના હોદ્દાની જેટલી મુદત બાકી રેહલી હશે ત્યાં સુધીજ તેની જગ્યા ઉપર આવેલો શખસ કાંમ કરી શકશે.

૧૦. **કોન્સીલરોના નાંમ છપાશે**—કોન્સીલરો દાખલ ચુંટી કહાડાયલા અથવા નેમાયલા સર્વે શખસોનાં નાંમ "બોંબે ગવર્મેન્ટ ગેઝેટ"માં કમીશનર છપાવશે.

---

# વોટરો તથા કૌન્સીલરોની લાયકી તથા નાલાયકીની બાબદ.

ખોલાસો—"વોટ," એટલે મત; "વોટર," એટલે મત આપનાર; તથા શેહેરને જે સાત જુદા જુદા લત્તાઓમાં વ્હેંચી નાખ્યુંછે તે દરેક લત્તાને "વાર્ડ," કેહેવામાં આવેછે.

૧૧. **વાર્ડની ચુંટણીમાં વોટરોની લાયકી કેમ ઠરેછે**—જે વાર્ડ શારૂં ચુંટણી થવાની, તે વાર્ડના વોટર દાખલ જે શખસનું નાંમ મ્યુનીસીપાલીટીની ચુંટણીને લગતી યાદી મધ્યે લખાયલું નહી હશે તો, તેને વાર્ડની ચુંટણી વેલા વોટ આપવાનો હક મલશે નહી.

(૨) કોઇબી શખસને, વાર્ડના વોટર દાખલ, પોતાનું નામ મ્યુનીસીપાલની ચુંટણીની યાદી મધ્યે દાખલ કરાવવાનો હક, નીચે લખેલી સરતોએજ મલશે, એટલે કે—

(એ.) તે વારડમાં તે વશતો હોય, અથવા ત્યાં

આવેલાં કોઇબી મકાંન અથવા જમીનનો તે માલેક હોય, તથા

(બી.) ૨૧) વર્ષની ઉંમરે તે પુગેલો હોય, અને તેવા શખસ ઉપર યાતો,

(સી.) મજકુર યાદી તૈયાર થવાની આગમજનાં એપ્રીલથી તે સપટેંમ્બર શુધીના અર્ધા સાલ માંટેની "લાયકી ઠેરવનારી જકાત" લાગુ થાયલી હોય, કે જે જકાત ૧) વર્ષની ઓછામાં ઓછી ૩૦) શુધીની હોવી જોઇએ, યાતો,

(ડી.) તે શખસ બ્રીટીશ હીંદુસ્થાનની, અથવા વેલાતની કોઇબી યુનીવર્સીટીનો ગ્રાજ્યુએટ હોય.

(૩.) "લાયકી ઠેરવનારી જકાત" કરીને ઉપર જે લખ્યું છે, તેનો ખોલાસો એ છે કે, જે શખસ "જનરલ" યાને સામાન્ય જકાત, અથવા તેને બદલે પોતાની ખાનગી ગાડીઓ અથવા જાંનવરો ઉપરની દર વર્ષે ૩૦) શુધીની જકાત ભરતો હોય, અથવા બંધે જકાતો મલીને ૩૦) શુધીની રકમ ભરતો હોય, તે જકાત શમજવી; પણ ભાડેથી ફેરવવા રાખેલી ગાડીઓ તથા જાંનવરો માટેનીજ ૩૦) શુધીની, અથવા ગમે તેટલી રકમની જકાત, કોઇ શખસ આપતો હોય, તો તેથી, આ કલંમ મધે જણાવ્યા મુજબની, એટલે જે વોટ અપવા માંટેની તેની લાયકી, ઠરતી નથી.

**૧૨. જસ્ટીસોની ચુંટણીમાં વોટરોની લાયકી કેમ ઠરેછે.**—જે શખસ ચુંટણીની વેલા જસ્ટીસનો હોદ્દો ધરાવતો નહી હશે, અને જસ્ટીસ દાખલ

તેનું નાંમ મ્યુનીસીપાલની ચુંટણીને લગતી યાદી મધે નોધાયલું નહી હશે, તો જસ્ટીસોની ચુંટણી વેલા વોટ આપવાનો તેને હક રેહેશે નહી.

(૨.) તે શખ્સ શેહેરમાં વશ્તો હશે, તોજ જસ્ટીસ દાખલ તેનું નાંમ મજકુર યાદી મધે નોધવામાં આવશે.

૧૩. **ફેલોસની ચુંટણીમાં વોટરોની લાયકી કેમ ઠરે છે**—ફેલોસની ચુંટણી વેલા જે શખ્સ ફેલો નહી હશે, અને ચુંટણીની યાદી મધે ફેલો દાખલ તેનું નાંમ નોધાયલું નહી હશે, તો તેને ફેલોસની ચુંટણી વેલા વોટ આપવાનો હક મલશે નહી.

(૨.) જે ફેલો શેહેરમાં વશ્તો નહી હશે, તેને ચુંટણીની યાદી મધે ફેલો દાખલ પોતાનું નાંમ નોધવવાનો હક રેહેશે નહી.

૧૪. **વાર્ડની ચુંટણીમાં કોન્સીલર દાખલની લાયકી કેમ ઠરે છે**—જે શખ્સનું નાંમ મ્યુનીસીપાલની ચુંટણીને લગતી યાદી મધે કોઇબી વાર્ડના વોટર દાખલ નોધાયલું નહી હશે, અથવા ચુંટણીની વખતે તે જસ્ટીસ અથવા ફેલો નહી હશે, અને જસ્ટીસ અથવા ફેલો દાખલ મજકુર યાદી મધે તેનું નાંમ લખાયલું નહી હશે, તો કોઇબી વાર્ડની ચુંટણી વેલા કોન્સીલર દાખલ પોતાને ચુંટી કાઢવવાને તે લાયક ઠરશે નહી.

(એ) પણ મજકુર યાદી મધે, વાર્ડના વોટર દાખલ અગરજો કોઇબી "જાઇન્ટ સ્ટાક કંપની" નું નાંમ

લખાયલું હશે, તો તેમ નાંમ લખાયું કરીને તેટલાં ઉપ રથીજ, તેવી કંપનીનો કોઈબી મેમ્બર પોતાંને કૌન્સીલર દાખલ ચુટી કઢાવવા માટે લાયક ઠરશે નહી.

(બી.) અગરજો મજકુર યાદીમધે કોઇબી બીજી કંપની અથવા પેહેડીનું નાંમ દાખલ કર્યામાં આવ્યું હશે, તો મજકુર કંપની અથવા પેહેડી તરફથી તેઓમાનાં જે શખસને ધારા મુજબ મુખત્યાર ઠેરવ્યો હશે, તેનેજ વાડેની ચુંટણીમાં કૌન્સીલર દાખલ ચુંટી કઢાવવાને લાયક શમજવામાં આવશે.

૧૫. **જસ્ટીસો અથવા ફેલોસ, અથવા ચેમ્બર આફ કામર્સની ચુંટણીમાં કૌન્સીલર દાખલની લાયકી કેમ ઠરે છે**--જસ્ટીસોની, ફેલોસની, અથવા ચેમ્બર આફ કામર્સની ચુંટણી વેલા, જે શખસ જસ્ટીસ અથવા ફેલો અથવા મજકુર ચેમ્બરનો સભાસદ નહી હશે, અને જસ્ટીસ અથવા ફેલોના બાબમાં ચુંટણીની યાદીમધે તેનું નાંમ દાખલ કરેલું નહી હશે, તો તેવો શખસ કૌન્સીલર દાખલ પોતાંને ચુંટી કઢાવવાને માટે લાયક ગણાંશે નહી.

૧૬. **કૌન્સીલર દાખલની નાંલાયકી કેમ ઠરે છે**—નીચે લખેલા શખસો કૌન્સીલરો થાવાને લાયક ગણાશે નહી :—

(એ.) જે શખસ સ્ત્રી જાતીનો હશે, અથવા

(બી.) જે ગુનાંહને માટે ધારામાં ૭ મહીના કરતાં વધારે મુદતની કેદ ફરમાંવેલી છે, તેવા કોઇ ગુનાંહને

શારૂં જે શખસને કોઇબી કોર્ટે કેદખાનાની, અથવા બાંધીમારની, અથવા તરીપારની શીક્ષા કરી હશે, અને પાછલથી તે શીક્ષા રદ થાયલી નહી હશે, અથવા આ ધારાની રૂહે ગવર્નર ઇન કૌન્સીલને જે સત્તા આપવામાં આવીછે, તે સત્તાને આધારે તેઓએ એક ખાશ હોકંમ બાહેર પાડીને, તેવા શખસની નાંલાયકી દુર કરી નહી હશે, અથવા

(સી.) જે શખસને, દીવાલું કાઢયા બાદ, છુટકારાની સરટીફીકેટ હજુર મલી નહી હશે, અથવા

(ડી) જે શખસ કમીશનર, અથવા ડેપ્યુટી કમીશનર, અથવા બીજો કોઇબી મ્યુનીસીપાલ અમલદાર અથવા ચાકર હશે, અથવા જે શખસ મ્યુનીસીપાલીટીનો પરવાનો ધરાવનાર સર્વેયર અથવા નલ બેસાડનાર હશે, અથવા

(ઇ.) જે શખસ સ્માલ કાઝ કોર્ટનો વડો જજ, અથવા તેની જગ્યામાં કાંમ ચલાવતો હશે, અથવા

(એફ) જે શખસને પોતાંને, અથવા પોતાંના કોઇ ભાગ્યાની મારફતે, કારપોરેશનની સાથે કરેલાં કોઇબી કાનટ્રાકટ અથવા બીજા કાંમ મધે, સીધી અથવા આડકત્રી રીતે, કાંઇબી ભાગ અથવા લાભ હશે, તેવાંશર્વે શખસોને નાલાયક ગણવામાં આવ્યાંછે.

(૭.) પણ અગરજો કારપોરેશનની સાથે જમીનને લગનો કોઇબી પટો થાયો હશે, અથવા જમીનનાં વેચાંણ અથવા ખરીદીનાં ખતો થાયાં હશે, અથવા તે બાબદનું કોઇબી એગ્રીમેન્ટ, યા કરારપત્ર થાયો હશે ; અથવા

(એચ.) મ્યુનીસીપાલીટીએ નાણાં ઉછીકાં લેવા બાબેના એગ્રીમેન્ટ થાયો હશે, અથવા તેને નાણાં પગાર કરવા માટેની જામીનગીરી અપાઇ હશે; અથવા

(જે.) કોઇબી વર્તમાંન પત્ર મધે, કારપોરેશનને લગતાં કાંમકાજો બાબેની જાહેર ખબરો છપાતી હશે; અથવા,

(કે) કારપોરેશનની તરફથી, કોઇબી જાઇન્ટ સ્ટાક કંપનીને કમીશનરે કોઇબી કોનટ્રાકટ અથવા બીજું કાંમ સોપ્યું હશે; અથવા,

(એલ.) જે માલનો જથુકનો તથા ચાલું વેપાર એક શખસ કરતો હશે, અને તે માલ, એક આખા વર્ષને દર્મ્યાંન, બે હજાર રૂપીયાની અંદરની કીંમતનો, કારપોરેશનને માટે, કમીશનરને તેણે વેચ્યો હશે તો એવાં સર્વે કાંમોમાં, જે શખસને ભાગ અથવા લાભ હશે, તો તેટલાં ઉપરથીજ, તે શખસ કૌન્સીલર થાવાને નાલાયક ગણાશે નહી.

૩. **પોલીસ કમીશનર**—તેમજ પોલીસ કમીશનર પણ, ફક્ત તે ગ્રહસ્થ તેવો હોદ્દો ભોગવેછે કરીનજ, કૌન્સીલર થવાને નાલાયક ગણાંશે નહી.

૧૭. **નાંલાયક ઠરેલા કૌન્સીલરનો હોદ્ધો રદ થાયછે**—જેબી કૌન્સીલર, છેલ્લી કલંમમધે જણાંવેલાં કારંણોમાંથી કોઇબી એક કારંણ શારૂ નાલાયક ઠરે, અથવા

(બી.) આજારીપણાં વગર, અથવા કારપોરેશનની સભા બાહાલ રાખે એવાં કોઇબી બીજાં કારંણ વગર,

કારપોરેશનની સભાઓમાં ૩) મહીનાં શુધી લાગટ ગેર-હાજર રેહે, તો તેનો હોદ્દો રદ જઇને, તેની જગ્યા ખાલી પડેલી સમજવામાં આવશે.

૧૮. **કૌન્સીલરની નાંલાયકી બાબે કોઈ વખતે વાંધો પડે, તો તેનો નીકાલ કેમ લાવવો**—જારેબી એવી તક્રાર લેવામાં આવે, કે ઉપર જણાવેલાં કારંણોમાંથી કોઇબી કારંણસર, કોઇ એક કૌન્સીલર પોતાનાં હોદ્દાને માટે નાંલાયક ઠર્યોછે, અથવા તે હોદ્દાને માટે તે કૌન્સીલર લાયક અથવા નાલાયક છે તેનો વેહેમ તેને પોતાંને આવેછે, તો તેવે સમે, તેવા કૌન્સી લરે, અથવા કોઇબી બીજા કૌન્સીલરે, તેમજ કારપોરેશન-ની ફરમાશ ઉપરથી કમીશનરે, સ્માલ કાઝ કોર્ટના વડા જજને અર્જી કરવી; અને મજકુર વડો જજ, પોતાંને જરૂરની દેખાય તેવી શર્વે ચોકસી કરીને મજકુર કૌન્સી-લર પોતાંનાં હોદ્દાને માટે લાયક અથવા નાલાયક છે તે બાબદનો ચુકાદો આપશે, અને તે ચુકાદો શેવટનો થાયલો દાખલ ગણવામાં આવશે.

---

## મ્યુનીસીપાલની ચુંટણીને લગતો યાદી કેમ બનાવવામાં આવેછે.

૧૯. **વોટ આપવાને લાયક એવા શખ-સોનું લીસ્ટ બનાવવાનું કામ**—દરેક વર્ષના આક-ટોબર મહીનાની ૧ લી તારીખે, અથવા તેની આગમજ, વાર્ડો તથા જસ્ટીસો તથા ફલોસની ચુંટણી વેલા વોટ

આપનારા દાખલ, મ્યુનીસીપાલીટીની ચુટણીની યાદીમધે પોતાનાં નાંમ નોંધવવાનો હક ધરાવનારા એવા જે શખસો કમીશનરને જણાંય, તેવા શર્વે શખસોનું એક લીસ્ટ તેણે તૈયાર કરવું.

(૨.) કમીશનરે મજકુર લીસ્ટ ૩) ભાગમાં, એટલે એક વાર્ડોનાં વોટરોનું, બીજું જસ્ટીસોનાં વોટરોનું, અને ત્રીજું ફેલોસનાં વોટરોનું, એ મુજબ મુળાક્ષરના અનુક્રમે તૈયાર કરવું.

(૩.) શેહેરના દરેક વાર્ડના વોટરોનું એકકું જુદું લીસ્ટ બનાવીને, તેને "વાર્ડ લીસ્ટ" કરીને નાંમ આપવું.

(૪.) વાર્ડોના લીસ્ટ બનાવતી વેલા, "લાયકી ઠેરવનારી જકાત" જે લોકો આપતાં હોય તેમનાં નાંમ કમીશનરે તે મધે દાખલ કરવાં,—પછે તેવી જકાત આપનારાં છુટા આસામીઓ હોય, કંપની હોય, પેહેડીઓ હોય, જોડાયલાં કુટુંબો હોય, અથવા સભાઓ અથવા મંડળીઓ હોય, અને કોઇબી મકાંન અથવા જમીનનાં ટ્રસ્ટીઓ દાખલ જે શખસો જકાત ભરતાં હોય, તેઓ શર્વેનાં નાંમ તે મધે દાખલ કરવાં.

(૫.) અગરજો ઉપર મુજબની કોઇબી કંપની, પેહેડી, જોડાયલું કુટુંબ, અથવા મંડળીનાં છુટક સભાસદો અથવા ટ્રસ્ટીઓ, પોતાંને હસાબે, લાયકી ઠેરવનારી જકાત ભરતા હોય, તો કમીશનરે તેમનાં નાંમ વલી જુદાંબી દાખલ કરવાં.

(૬.) ઉપર મુજબનું લીસ્ટ તૈયાર કરીને, પ્રજાના લોકોને તે તપાસવા બની આવે તેટલા માટે, તેની છાપેલી એક્કી નકલ દરેક મ્યુનીસીપાલ આફીસમાં, તા૦ ૯ મી આકટોબરે અથવા તેની આગમજ, કમીશનરે ચ્હોંટાડવી, અને આકટોબરના આખા માસ શુધી તેમજ ચ્હોંટાડેલીજ રાખવી. જે શખસને લીસ્ટની છાપેલી નક્કલ જોઇતી હશે, તો તે શારૂં વાજબી ફી લઇને તેને તે આપવી.

(૭.) મજકુર પ્રસીદ્ધ થાયલું લીસ્ટ કહી જગ્યા ઉપર જોવામાં આવશે, તથા તેની છાપેલો દરેક નક્કલ માંટે શું ફી પડશે, તે બાબેની જાહેર ખબર સ્થાનીક વર્તમાન પત્રો મધે તા૦ ૧ લી આકટોબરે અથવા તેની આગમજ કમીશનરે આપવી.

(૮.) એવી રીતે પ્રસીદ્ધ કરેલા લીસ્ટ મધે જે શખસનું નાંમ નહી હશે, અને તે જો પોતાનું નાંમ તે મધે દાખલ કરાવવાનો દાવો કરતો હશે તો, તેણે નવેંમ્બર મહીનાની તા૦ ૧ લીએ અથવા તેની આગમજ, પોતાના દાવા વીશેની લખીત નોટીસ કમીશનરને આપવી.

(૯.) જે શખસનું નાંમ લીસ્ટ મધે મોજુદ હશે તે હરકત લઇ શકશે જે, ફલાણા શખસનું નાંમ લીસ્ટમાં જે દાખલ થાયલું છે, તેમ તે દાખલ કરાવવા મજકુર શખસને હક નથી. હરકત લેનાર દરેક શખસે, પોતાની હરકત કયા કીસમની છે તે બાબેની લખીત નોટીસ કમીશનર ઉપર, તેમજ જે શખસ સાંમે તે હરકત લેતો હોય તે શખસ ઉપર, નવેમ્બર મહીનાની ૧ લી તારીખે, અથવા તેની આગમજ, મોકલવી; તથા હરકત લેવાયલા

સખસનું શરનામું તે જાંણુતો નહી હોય, તો છેલ્લાં જે મુકાંમ ઉપર તે વસ્તો હતો તે મુકાંમે મજકુર નોટીસ પુગાડવી.

(૧૦.) અગરજો કોઇ શખસનું નાંમ, એક કરતાં વધારે વાર્ડોના વોટર દાખલ, લીસ્ટ મધે આવ્યું હશે, તો તેણે તા૦ ૧ લી નવેંમ્બરે અથવા તેની આગમજ, કમીશનરને લખીત નોટીસ આપીને, તે વાર્ડોમાંથી કયા એક વાર્ડ માટેનો વોટર તે થવા માંગે છે, તે જાહેર કરવું.

(૧૧.) કંપની અથવા પેહેડી બાદ કરીને, કોઇબી જોડાયલું કુટુંબ, અથવા સભા, અથવા મંડળીનું નાંમ, અથવા કોઇબી મકાંન અથવા જમીનના બે કરતાં વધુ ટ્રસ્ટીઓનાં નાંમ, લીસ્ટમધે અગરજો દાખલ કર્યામાં આવ્યા હશે, તો તેવાં દરેક જોડાયલું કુટુંબ, અવથા સભા અથવા મંડળી, અથવા ટ્રસ્ટીઓ તરફથી ધારા મુજબનો સત્તાધાર ઠરેલો કોઇબી એક શખસે, તા૦ ૧ લી નવેંમ્બર ની આગમજ, લખીત નોટીસની મારફતે, કમીશનરને જણાંવવું જે ફલાણું જોડાયલું કુટુંબ, અથવા સભા, અથવા મંડળી અથવા ટ્રસ્ટીઓની તરફનો પ્રતીનીધી એટલે મુખત્યાર દાખલ, કમીશનરે તેનું નાંમ લીસ્ટ મધે દાખલ કરવું.

(૧૨.) નવેંબર મહીનાની તા૦ ૧૦ મી શુધી, કમીશનરે મજકુર લીસ્ટ તપાસીને સુધારવું.

(૧૩) એવા સુધારા માટે, જે દાવા, હરકતો, તથા અર્જી કર્યામાં આવે તે શર્વે કમીશનરે પોતાની આફીસમાં, જાહેર રીતે સાંભલવાં, તથા તે શર્વેની ચોકસી

કરવા શારૂં જે દીવશ તે મુકરર કરે, તેની ૩) પુરેપુરા દાહડા આગમજથી, તેવા દરેક દાવાદારને, હરકત લેનારને, હરકત લેવાયલા શખસને, તથા અર્જદારને, લખીત નોટીસ મારફતે જણાંવવું, તેમજ દરેક મ્યુનીસીપલ આફીસમાં પણ તે નોટીસ ચ્હોંટાડવી.

(૧૪.) પોતાનું નાંમ લીસ્ટમધ્યે દાખલ કરાવવાને જેબી શખસે રીતસરનો દાવો કર્યો હશે, અને જે દાવો કમીશનરને ખાત્રી પુર્વક લાગ્યો હશે, તો તેવા શર્વે શખસોનાં નાંમ કમીશનરે તેમાં દાખલ કરવાં.

(૧૫.) કોઇબી મર્ણ પાંમેલા શખસનું નાંમ મજકુર લીસ્ટમધે આવ્યું હશે, તો કમીશનરે તે વીશે પોતાંની ખાત્રી કરી લઇને, તેવું નાંમ તેમાંથી કાઢી નાખવું, તથા જેબી બીજી ભુલચુક થાયલી જણાંય તે સુધારીને લીસ્ટ નક્કી કરી નાખવું.

(૧૬) જે શખસની સાંમે રીતસરની હરકત લેવાઇ નહી હોય, તેવા દરેક શખસનું નામ કમીશનરે લીસ્ટ મધે રેહવા દેવું.

(૧૭.) કોઇ શખસ સામે હરકત લેવાઇ હશે, પણ અગરજો હરકત લેનાર અથવા તેની તરફથી ધારા પ્રમાંણેની મુખત્યારી ધરાવનાર કોઇ શખસ, મજકુર હરકત પુરવાર કરવાને હાજર નહી થાય, તો તેવા હરકત લેવાયલા શખસનુંબી નાંમ કમીશનરે લીસ્ટમાં રેહવા દેવું.

(૧૮.) જ્યારે હરકત લેનાર ઉપર લખ્યા મુજબ હાજર થાય, ત્યારે હરકત લેવાયલા શખસ પાસેથી તેની

લાયકી બાબદનો પુરાવો કમીશનર માંગશે; અને અગર જો ઠેરવેલી મુદતની અંદર, તેવા શખસની લાયકી વીશે કમીશનરની ખાત્રી નહી થાય, તો તેનું નાંમ લીસ્ટમાંથી તે કાઢી નાંખશે.

(૧૯.) એકજ શખસનું નાંમ, એક કરતાં વધારે વાર્ડોનાં લીસ્ટો મધે કમીશનરે રેહવા દેવું નહી. કોઇબી શખસનું નામ એક કરતાં વધારે વાર્ડોના લીસ્ટો મધે આવ્યું હશે, અને કોઇબી એક ચોક્કસ વાર્ડ શારૂં પોતાનું નાંમ યાદીમાં દાખલ કરવાને તેણે કમીશનરને જણાવ્યું નહી હશે, તો તેવા શખસને કયા વાર્ડ શારૂં વોટ આપવાનો હક છે, તે કમીશનરે પોતે ઠેરવીને મુકરર કરવું. પણ અગરજો કંપનીઓ, પેહેડીઓ, જોડાયલાં કુટુંબો, સભાઓ, અથવા મંડળીઓના જુદા જુદા આસામીઓ, અથવા મકાંનો અથવા જમીનો સંબંધી ઠરેલા ટ્રસ્ટીઓ, પોતાંને હસાબે, મ્યુનીસીપાલીટીને જુદી જકાત ભરતા હશે, તો તેવી કંપનીઓ, પેહેડીઓ, જોડાયલાં કુટુંબો, સભાઓ, મંડળીઓ તથા ટ્રસ્ટીઓનાં નાંમ ઉપરાંત, તેવા આસામીઓનાં જુદાં જુદાં નાંમ મજકુર લીસ્ટ મધે દાખલ કરવાને હરકત નથી.

(૨૦.) અગરજો કોઇ એક શખસને મ્યુનીસીપાલની ચુંટણીની યાદી મધે, કોઇબી એક વાર્ડનો વોટર દાખલ, તેમજ જસ્ટીસ તથા ફેલો દાખલ પણ, પોતાનું નામ નોંધાવવાનો હક હશે, તો જેટલા તેનાં અધીકાર હોય તે મુજબનું તેનું જુદું જુદું નામ, કમીશનરે લીસ્ટ મધે દાખલ કરવું.

(૨૧.) અગરજો કોઇબી જોડાયલાં કુટુંબ, અથવા સભા, અથવા મંડળી, અથવા કોઇબી મકાંન અથવા જમીનના બે અથવા વધારે ટ્રસ્ટીઓ તરફથી પસંદ થાયલા અથવા નેમાયલા પ્રતીનીધી અથવા મુખત્યાર દાખલ, પોતાનું નાંમ લીસ્ટ મધે નોંધવા માટે કમીશનરને કોઇ શખસે અર્જ કરી નહી હશે, તો તેવાં દરેક જોડાયલાં કુટુંબ, અથવા સભા, અથવા મંડળી, અથવા ટ્રસ્ટીઓની તરફથી એક્કો લાયક પ્રતીનીધી અથવા મુખત્યાર, કમીશનરે પોતે ઠેરવી મુકરર કરવો.

(૨૨.) આ કલંમ મધે ફર્માવ્યા મુજબની ચોકસી કરવાનું કાંમ કમીશનર વખતે વખત મુલતવી રાખી શકશે, પણ તે એવી રીતે મુલતવી રાખે, જે તા૦ ૧૦ મી નવેંમ્બરની આગમજ શર્વે કાંમ ખલાશ કરી અટોપી લેવું.

**૨૦. લીસ્ટ સુધાર્યા બાદ અગરજો વાંધો ઉઠે, તો તે બાબે અપીલ કોણને કરવી**—અગરજો છેલ્લી કલંમ મુજબ કરેલા દાવા, અથવા હરકત, અથવા પસંદગી, અથવા નેમણુક કમીશનર નામંજુર રાખે, તો તેવા દાવાદાર, અથવા હરકત લેનાર, અથવા નારાજ થાયલા શખસે, મજકુર નામંજુરીયાતના વખતથી ૫) દીવશની અંદર, સ્માલ કાઝ કોર્ટના વડા જજને અર્જ કરવી; તે ઉપરથી અર્જ થાયા પછે ૨૦ દીવશની અંદર, મજકુર વડો જજ જરૂર જોગી તપાસ કરીને, પોતાને ઘટતો દખાય તેવો હોકંમ કરશે, અને તે હોકંમ શેવટનો થાયલો ગણાશે.

૨૧. (૧) **નક્કી થાયલી ચુંટણીની યાદી**--શર્વે વાતે સુધારીને શુદ્ધ કરેલા લીસ્ટને કમીશનર છપાવીને, તેના ખરાપણાના પુરાવા દાખલ તે ઉપર પોતાની સહી કરશે, તે પછે તે મ્યુનીસીપાલીટીની ચુંટણીને લગતી યાદી ગણાશે, અને મજકુર યાદી તા૦ ૧૦ મી ડીસેંમ્બરથી તે પછેના ૧૨ મહીના શુધી અમલમાં રેહશે.

(૩.) ચુટણીની યાદી મધે દાખલ થાયલા દરેક શખસને વાર્ડના વોટર દાખલ, અથવા તો જસ્ટીસ અથવા ફેલો દાખલ, વોટ આપવાનો હક છે એમ ગણવામાં આવશે; પણ લીસ્ટ મધે દાખલ થાયલો શખસ જો જસ્ટીસ અથવા ફેલો હશે, તથા ચુંટણીને વખતે પણ તે જસ્ટીસ અથવા ફેલો હશે, તોજ તેને તેવો હક મલશે; અને જે શખસનું નાંમ મજકુર યાદી મધે નોધાયલું નહો હશે, તેને વોટ આપવાનો હક નથી એમ ઠરશે.

(૪.) મજકુર યાદીની છાપેલી નક્કલો, ફી ભર્યાથી, જેને જોઇશે તેને આપ્યામાં આવશે.

(૨.) અગરજો ચુંટણીને લગતી યાદી વેળાસર તયાર નહી થાય, તો નવી યાદી બનાવવામાં આવે ત્યાં શુધી તેની આગમજનાં વર્ષની યાદો મુજબ અમલ કર્યામાં આવશે.

---

## કૌન્સીલરોની ચુંટણી વીશે.

૨૨. **ચુંટણીના મહીના**—કૌન્સીલરોની સામાન્ય ચુટણી શારૂં, દર ૩ વર્ષે, જાનેવારી તથા ફેબ્રુઆરી

મહીનાઓમાં, કમીશનરને દરૂસ્ત લાગે તે દાહાડા તેણે મુકરર કરવા.

૨૩. **ચુંટણીની તારીખો**—શર્વે ચુંટણીઓને લગતી તારીખો નીચે જણાવ્યા પ્રમાંણેની ઠેરાવવામાં આવી છે, એટલે જે:—

(૧ લું.) **વાર્ડોની ચુંટણી**—બધા વાર્ડો માટે ની ચુંટણી એક્કી વખતે થશે.

(૨ જું) **ચેમ્બરની ચુંટણી**—વાર્ડોની ચુંટણી પછે ૨૧ દીવશ શુધીનો ગાલો નાખીને, મુંબઇની ચેમ્બર આફ કામર્સ તરફની ચુંટણી થાશે.

(૩ જું.) **જસ્ટીસોની ચુંટણી**—ચેમ્બરની ચુંટણી પછે, ૭ દીવશ શુધીનો ગાલો નાખીને, જસ્ટીસો તરફની ચુંટણી થશે.

(૪ થું.) **ફેલોસની ચુંટણી**—જસ્ટીસોની ચુંટણી પછે, ૧૪ દીવશ શુધીનો ગાલો નાખીને, ફેલોસ તરફની ચુંટણી થશે.

૨૪. **શેહેરના જુદા જુદા વાર્ડો**—ચુટણીના કારણોસર શેહેરને જુદા જુદા વાર્ડોમાં વ્હેંચીને, દરેક વાર્ડ માટે કેટલા કૌન્સીલરો જોઇએ તે મુકકર કર્યામાં આવશે. (જુવો આ ધારાને છેડે "શીડુલ બી" મધે આપેલો ખોલાસો.)

૨૫. **વાર્ડો તથા જસ્ટીસોની ચુટણી વીશેની ખબર**—વાર્ડો અથવા જસ્ટીસોની ચુંટણી

થાય તેની ઓછામાં ઓછા ૧૫ દીવશ આગમજથી કમી-શનરે ખબર આપવી. જસ્ટીસોની ચુંટણીને લગતી ખબર "બોંબે ગવર્મેન્ટ ગેઝેટ" તથા સ્થાનીક વર્તમાન પત્રોમાં જાહેર ખબર છપાવીને આપવી; તથા વાર્ડોની ચુંટણી માટેની ખબર, જે વાર્ડમાં ચુંટણી થવાની હોય ત્યાંની પ્રસીદ્ધ જગ્યાઓ ઉપર જાહેરનામાંના કાગલ્યાં ચ્હોંટાડીને આપવી.

૨૬. **ઉમેદવારોની ચુંટણીને લગતાં કાગલ્યાં કેમ લખવાં**—વાર્ડો તથા જસ્ટીસોની ચુંટણી માટેનાં ઉમેદવારોની રીતસરની નેમણુંક, નીચે જણાવ્યા મુજબ લખીને કરવી જોઇશે, તે એમ કે—

(એ.) ઉમેદવારોની નેમણુક કરવાનાં, એટલે નાંમ ભરવાને લગતાં કાગલ્યાંના છાપેલા નમુનાં કમીશનરે પુરા પાડવાં, અને ચુંટણી વેલા વોટ આપવાનો હક ધરાવ-નાર જેબી શખસ, ચુટણી થાય તેની ૭ દીવશ આગમજ, જેટલા કાગલ્યાંની માગણી કરશે તેટલાં તેને મફત આ-પ્યામાં આવશે.

(બી.) નાંમ ભરવાના દરેક કાગલ મધે. ઉમેદવારનુ નાંમ, તેનું રેહવાનું ઠેકાણું, તથા તેને લગતી પુરેપુરી વીગત આપવી; અને વોટ આપવાનો હક ધરાવનારા બે શખસોએ, એક દરખાસ્ત કરનાર તથા બીજો તેને ટેકો આપનાર દાખલ, તેમાં પોતાની સહીઓ કરવી.

(સી.) ઉપર મુજબ તૈયાર કરેલું કાગલ, ચુંટણીના દીવશની બપોરના ૫) વાગાની અગાઉ, કમીશનરની આ-ફીસ મધે પ્હોંચતું કરવુ.

(ડી.) દરેક ઉમેદવારને માટે એવાં જુદાં જુદાં કાગલ્યાં તૈયાર કરવાં; પણ વોટ આપવાને હક ધરાવનાર શખસે જેટલી ખાલી પડેલી જગ્યાઓ પુરવાની હશે તેટલી શર્તે જગ્યાઓ માટે જુદાં જુદાં કાગલ્યાં, ઉપર મુજબની વીગતો ભરીને આપવાં.

(ઇ.) નેમણુક થાયલા શખસનું નાંમ એકુ વાડનાં વોટર અથવા જસ્ટીસ અથવા ફેલો દાખલ, મ્યુનીસીપાલની ચુંટણીની યાદી મધે અગરજો નહી હશે, અથવા મજકુર યાદી મધે જસ્ટીસ અથવા ફેલો દાખલ જો કે તેનુ નાંમ નોધાયલુંબી હોય તોપણ ચુંટણીને વખતે જસ્ટીસ અથવા ફેલોનો અધીકાર તે ધરાવતો નહી હશે, અથવા પાછલ આપેલી કલંમ ૧૬ મી મધે જણાવેલાં કારંણોમાંથી કોઇબી એક કારંણ માટે કૌન્સીલર થવા શારૂં તે નાલાયક ઠર્યો હશે, તો તેવા શખસની નુમણુંક વાજબી રીતે થાયલી નથી, એમ કમીશનર જાહેર કરશે.

---

## સરકાર તરફના કૌન્સીલરોની નેંમણુક.

૩૫. **સરકાર તરફના કૌન્સીલરો.**—સરકાર તરફનાં કૌન્સીલરોની નેમણુક પણ દર ૩ વર્ષે માટે, તા.૧ લી એપ્રીલની ૭ દીવસ આગમજથી કર્યામાં આવશે.

---

# સ્ટાન્ડીંગ કમીટીના મેમ્બરો, તથા તેમનો લવાજમ.

૪૨. **સ્ટાન્ડીંગ કમીટીનું બંધારણ.**—સ્ટાન્ડીંગ કમીટી ૧૨ કૌન્સીલરોની થાય છે, તે એમ કે, ૮ જણને કારપોરેશન, તથા બાકીના ૪ જણને સરકાર ઠેરવે છે.

૪૩. **કમીટીનાં મેમ્બરોની નેમણુક.**—મ્હોટી ચુંટણી થયા બાદ કારપોરેશને, એપ્રીલ મહીનામાં મલનારી પોતાની પેહેલ્લી સભામાં, સ્ટાન્ડીંગ કમીટીનાં સભાસદો દાખલ પોતામાંથી ૮ જણાંની નેમણુક કરવી.

(૨.) કારપોરેશને કરેલી નેમણુક બાદ, એક અઠવાડીયાની અંદર, સરકારે પોતાની તરફનાં ૪ કૌન્સીલરોની નેમણુક કરવી.

૪૪. (૧) **કમીટીનો સરનશીન.**—સ્ટાન્ડીંગ કમીટીએ, એપ્રીલ મહીનામાં મલનારી પોતાની પેહેલ્લી સભ માં પોતાંમ.થી એક શખસને સરનશીન દાખલ નેમવો, અને તેની નેમણુક બીજા વર્ષના એપ્રીલ મહીનામાં મલનારી પેહેલ્લી સભા શુધી કાયમ રેહશે.

(૨) સરનશીનના હેદ્દાની મુદત પુરી થાયા બાદ ફરીથી તેજ હોદ્દા ઉપર તેની નેમણુક થવાને તે લાયકનો ગણાશે.

૫૦. **કમીટીનાં મેમ્બરોનો લવાજમ.**—સ્ટાન્ડીંગ કમીટીનો દરેક સભાસદ જે મજકુર કમીટીની સભામાં હાજરી આપે, તેને દરેક સભા દીઠ ૩૩૦) ની "ફી"

મલવાનો હક છે; પણ તે સભા મધે ઓછામાં ઓછા ૬ સભાસદો હાજર થાઇને કાંઇબી કામકાજ ચાલ્યું હશે, અને સભાની શુરવાતથી તે શેવટ શુધી તેમાં તે હાજર રહ્યો હશે, તોજ ઉપલી ફી ઉપર તેનો હક પોહોંચે છે. આ બાબદને લગતી બીજી એક અગત્યની શરત એ છે જે, એક અઠવાડીયામાં ગમે તેટલી સભાઓ મધે કોઇ સભાસદ હાજરી આપે, તો પણ અઠવાડીયામાં એકજ વાર રૂ૩૦) ની ફી તેને મલશે.

---

## મ્યુનીસીપાલીટીનાં કનટ્રાકટો બાબદ.

૬૯. **કારપોરેશનની તરફથી કનટ્રાકટો આપવાની કમીશનરને સત્તા.**—આ ધારાને લગતાં કનટ્રાકટો જ્યારે આપવાં પડે, ત્યારે નીચલાં બંદોબસ્તોને અનુસરીને તે આપવાં.

(એ) એવું દરેક કનટ્રાકટ કારપોરેશનની તરફથી, કમીશનરે આપવું.

(બી) મ્યુનીસીપાલ સત્તાવાલાઓની મંજુરીયાત વગર જે જે કનટ્રાકટો કમીશનરે આપવાં નહી જોઇએ એમ ધારામાં ફરમાવેલું છે, તે તે કનટ્રાકટો આગમજથી મંજુરીયાત મેલવ્યા વગર કમીશનરે આપવાં નહી.

(સી) સ્થાવર મીલકત વેચાતી લેવા બાબદના સાટાં બાદ કરીને, રૂ૫૦૦૦) થી વધુ રકમનું કનટ્રાકટ અગર જો આપવું પડે, તો તે વીશે આગમજથી સ્ટાન્ડીંગ કમીટી પોતાની બાહાલી આપે તોજ કમીશનરે તેવું કનટ્રાકટ કોઇને આપવું.

(ડી) રૂ૫૦૦) થી વધુ તથા રૂ૫૦૦૦) ની અંદર ની રકમનું દરેક કનટ્રાકટ કમીશનરે પોતે આપવું; પણ તેની શરત એ છે કે તેવું કનટ્રાકટ આપ્યા બાદ દીન ૧૫ ની અંદર સ્ટાન્ડીંગ કમીટીને તે બાબદની ખબર તેણે આપવી.

૭૦. **કનટરાકટો બજા લાવવાની રીત**—કારપોરેશનની તરફથી કમીશનર જે કનટ્રાકટો આપે, તે એવી તરેહથી બાંધી લેનારા થાવાં જોઇએ કે જાણે તેવાં કનટ્રાકટો કમીશનર ખુદ પોતાનેજ વાસ્તે આપતો હોય.

(એ.) એવા કોઇબી કનટ્રાકટના લખત ઉપર મોહોર મારવાની જરૂર જણાંય, તો તેની ઉપર કારપોરેશનની જાથુક વાપરવાની મોહોર કમીશનરે મારવી.

(બી) કોઇબી બાંધકાંમ કરાવવા બાબદનુ, અથવા અસબાબ અથવા માલ પુરો પાડવા બાબેતું કનટ્રાકટ રૂ૫૦૦) થી વધુ રકંમનું હશે, તો તેનું લખત કરીને તે ઉપર મોહોર મારવી; તથા કહી કીસંમનુ બાંધકામ કરાવવાનુ, અથવા શું અસબાબ યા માલ પુરો પાડવાનો છે, અથવા શું ભાવ આપવાનો, તથા કેટલી મુદતની અંદર કાંમ પુરૂં કરાવી લેવાનું ઠેરવ્યું છે, તે મજકુર લખત મધે ચોક્કશ રીતે તથા ખોલ્લે ખોલ્લું જણાંવવું.

(૨.) સ્ટાન્ડીંગ કમીટીના બે સભાસદોની હજુરમાજ કારપોરેશનની મોહોર મારવી, અને મોહોર માર્યા બાબદના પુરાવા દાખલ તેઓ પોતાંની સાખ કરશે. કનટ્રાકટના લખત ઉપર જે સાખ હોય, તે ઉપરાંત, મોહોર બાબેના બે સાખશી જુદા હોવા જોઇએ.

**૭૧. કેવાં કનટ્રાકટો બાહાલ રેહશે**—ઉપર જણાવેલી કીસંમનુ જે કનટ્રાકટ નહી થાયલું હોય, તે કારપોરેશનની સભા બાહાલ રાખશે નહી.

**૭૨. (૧) કનટ્રાકટો માટેનાં ટેનડરો**—ઉપર મુજબનું કોઇબી કનટ્રાકટ, જે રૂ૩૦૦૦) થી વધુ રકંમનું હોય, તે આપવાની ૭ દીવશ આગમજ, સ્થાનીક વર્ત્તમાન પત્રોમાં જાહેર ખબરો છપાવીને, તે બાબેના ટેનડરો કમીશનરે માંગવાં.

(૨.) જેમી ટેનડરો આવે તેઓમાંથી કોઇબી ચોક્કસ ટેનડર બાહાલ રાખવાને કમીશનર બંધાયલો નથી; પણ શર્વે બાબદો ધ્યાનમાં લઇને બધાંમા જે વધુ ફાયદાકારક ટેનડર તેને જણાય, તેજ તે બાહાલ રાખશે.

(૩.) ટેનડરો માંગ્યા વગર, અથવા આવેલાં ટેનડરોમાંથી કોઇબી એક ચોક્કસ ટેનડર બાહાલ રાખ્યા વગર, કનટ્રાકટ કોઇનેબી આપી દેવાને સ્ટાનડીંગ કમીટી કમીશનરને ગમે ત્યારે સત્તા આપી શકે છે, પણ તેમ કરવાનાં લખીત કારણો પોતાનાં દફતર મધે કમીટીએ નોધવાં જોઇએ.

**૭૩. કનટ્રાકટો બરોબર રીતે બજા લાવવા શારૂં જામીનગીરી**—કોઇબી કનટ્રાકટની બરોબર બજાવણી માટે કમીશનર પુરતી જામીનગીરી માંગશે, તેમજ જામીનગીરી વગર કનટ્રાકટો આપવાં કે નહી તે તેની મરજી ઉપરજ આધાર રાખેછે.

# બાબ ૮ મો.



## મ્યુનીસીપાલીટીએ લેતી કરેલી જકાતોનો ખોલાસો.

૧૩૯. **મ્યુનીસીપાલ જકાતો કહી કહી જાતની છે**—આ ધારાના કારણોસર, નીચે લખ્યા પ્રમાણેની જકાતો નાંખવામાં આવશે, એટલે જે—

(૧.) મીલકતને લગતી જકાત; (૨) ગાડીઓ તથા જાનવરો ઉપરની જકાત; (૩) છાપ્ટીથી શેહેરમાં દાખલ થતી ગાડીઓ ઉપરની જકાત; તથા (૪) "ટાઉન ડ્યુટી" નામની જકાત.

---

## મીલકતને લગતી જકાત વીશે.

૧૪૦. **મીલકત ઉપરની જકાતના દર**—શેહેરમાની ઇમારતો તથા જમીનો ઉપર, નીચે મુજબની જકાતો ઉઘરાવવામાં આવશે:—

**પાંણીની જકાત**—શેહેરને પાંણી પ્હોંચતું કરવાને લગતો ખર્ચ ધ્યાનમાં લઇને, ભાડાની રકંમ ઉપર દર સેંકડે જેટલા ટકા કારપોરેશનની સભા વાજબી વીચારે તેટલા ટકાની જકાત લેવામાં આવશે.

**હલાલખોરની જકાત**—ભાડાંની રકંમ ઉપર વધતામાં વધતી દર સેંકડે ૩ ટકાની લેવામાં આવશે. એને લગતો બીજો બંદોબસ્ત એ છે કે, કોઇભી એક

છુટક જમીન, અથવા એક મકાંન, અથવા તેનો કોઇઓ ભાગ, જો છુટક ભાડેથી આપ્યાં હોય, તો તેવી જમીન અથવા મકાંન અથવા તેના કોઇબી ભાગ બાબદ દર માસે ઓછામાં ઓછા આના ચાર લેવામાં આવશે. હોટેલ, અથવા કલબ, અથવા બીજાં મ્હોટાં મકાંનો ઉપરની જકાત ઉધ્ધર ઠેરવીને લેવાશે.

**"જનરલ" એટલે સામાન્ય જકાત**—એ જાતની જકાત, ભાડાંની રકંમ ઉપર, દર સેંકડે ઓછામાં ઓછી ૮) તથા વધતામાં વધતી ૧૨) ટકા જેટલી લેવામાં આવશે. એ જકાતમાં, બુંબા ખાતાના ખર્ચ શારૂં, ભાડાંની રકંમ ઉપર ઓછામાં ઓછા સેંકડે બે આના, તથા વધતામાં વધતા બાર આના ઉમેરવામાં આવશે.

૧૪૧. **કહી જગ્યાઓ માટે પાંણીની જકાત લેવાય છે**—આ ધારાની ૧૬૯ મી કલંમ મધે જણાંવેલી શરતોને અનુસરીને, પાંણીને લગતી જકાત નીચે મુજબ નાંખવામાં આવશે,—

(એ.) જે મકાંનોમાં મ્યુનીસીપાલ નલમાંથી પાંણી લીધેલું હશે, તે મકાંનો ઉપર જકાત લેવાશે, અથવા

(બી.) જે મકાંનો શેહેરનાં એવા લત્તાઓ ઉપર આવેલાં હશે, કે જ્યાં કમીશનરે ખબર આપી પ્રજાના લોકોને જણાવ્યું હોય કે મ્યુનીસીપાલનાં પાંણીનાં બાંધ-કાંમોમાંથી ત્યાંના શર્વે મકાંનોને પાંણીનો વાજબી જથ્થો પુરો પાડવામાં આવશે, તેવાં મકાંનો ઉપર જકાત લેવાશે.

૧૪૨. (૧) **કહી જગ્યાઓ માટે હલાલખોરની જકાત લેવાય છે**—હલાલખોરને લગતી જકાત નીચે મુજબ નાંખવામાં આવશે:—

(એ.) મ્યુનીસીપાલીટીનાં હલાલખોરોની મારફતે નરક તથા ગંધકી કાઢી લઇ જવામાં આવશે એવી મતલબની જાહેર ખબર કમીશનરે શેહેરના જે ભાગમાં આપી હશે, તે ભાગમાં આવેલા શર્વે મકાનો ઉપર એ જકાત લાગુ પાડીયામાં આવશે.

(બી.) જે મકાંનોમાં સંડાસ, ટાંકી, મુતર્ડી, મોરી, અથવા બખરચીખાનાની ગટરનું જોડાંણ મ્યુનીસીપાલીટીની ગટર સાથે થાયું હોય, પછે તે મકાંનો ગમે ત્યાં આવેલાં હશે તોપણ આ જકાત આપવી પડશે.

(૨.) પંણ જે મકાંનોમાં અથવા જગ્યાઓ ઉપર કશીશનરના વીચાર મુજબ, નરક એકઠું થાતું નથી, તો તેવાં મકાંનો અથવા જગ્યા માટે મજકુર જકાત લેવામાં આવશે નહી.

(૩.) જે જગ્યામાં બે અથવા તે કરતાંબી વધારે મકાંનોનાં વસનારાઓ શારૂં એકજ સંડાસ હોય, અને તેઓ શર્વેને તે પુરતો છે તથા બીજા સંડાસની જરૂર નથી એવુ અગરજો કમીશનરના વીચારમાં આવે તોપણ ત્યાં આવેલું એકેએક મકાંનને હલાલખોરની જકાત લાગુ પડશે.

૧૪૩. **કહી જગ્યાઓ માટે સામાન્ય જકાત લેવાય છે**—ફક્ત જાહેર બંદગી અથવા પુજા, અથવા ધર્મખાતાંના કારણોસર વપરાતી ઇમારતો બાદ

કરીને, શેહેરમાંની બાકીની શર્વે ઇમારતો તથા જમીનો માટે "જનરલ" એટલે સામાન્ય જકાત વસુલ કરી લીધામાં આવશે.

(૨.) નીચે જણાવેલી ઇમારતો ફકત જાહેર બંદગી અથવા પુજા અથવા ધર્મખાતાંના કાંમોસર વપરાય છે, એમ ગણવામાં આવશે નહી, એટલે કે—

(સી.) જે ઇમારતોમાં કોઇબી જાતનો વેપાર અથવા રોજગાર ચાલે છે; અથવા

(ડી.) જે ઇમારતોનું ભાડું ઉપજે છે; પછે તે ભાડુ ફકત ધર્મનાં અથવા ધર્મખાતાંના કાંમોમાં વપરાતું હોય, અથવા નહીબી હોય.

**નોટ**—હાલમાં મીલકતને લગતી જકાત આપણી મ્યુનીસીપાલીટીએ જે લેતી કરી છે, તે આ મુજબની છે:—સામાન્ય અથવા જનરલ જકાત, સેંકડે ૮॥ ટકાની; પાણીની જકાત ૪ ટકાની; તથા હલાલખોરની જકાત ૩ ટકાની; અથવા જુમલે ૧૫॥ ટકા જેટલી લે છે.

---

## મીલંકતને લગતી જકાત બાબદની જોખમદારીનો ખોલાસો.

**૧૪૬. (૧) મીલકત ઉપરની જકાત આપવા બાબેની પેહેલી જોખમદારી કોણને શીર છે.**—મીલકતને લગતી જકાત લાગુ કરેલી જગ્યામાં જે શખસ ખરેખર રેહેતો અથવા વસ્તો હોય, અને તે જગ્યા

સરકાર અથવા કારપોરેશન, અથવા ફરજનદારની પાસેથી તેણે કબજે અથવા ભાડેથી રાખી હોય, તો તેવા રેહનાર અથવા વરાનાર પાશેથી, મુખ્ય કરીને, મજકુર જકાત ઉઘરાવવામાં આવશે.

(૨) અગરજો સરકાર, અથવા કારપોરેશન, અથવા ફરજનદારની પાસેથી જગ્યા ભાડેથી રાખી નહી હોય, તો મજકુર જકાત નીચે લખ્યા મુજબ ઉઘરાવવામાં આવશે; એટલે કે.—

(એ) અગરજો તે જગ્યા ભાડેથી આપી હોય, તો ભાડે આપનાર પાશેથી;

(બી.) અગરજો તે જગ્યા પેટા ભાડેથી આપેલી હોય, તો મુખ્ય ભાડેથી આપનાર પાશેથી;

(સી.) અગરજો તે જગ્યા ભાડેથી નહી આપી હોય, તો ભાડેથી આપવાને જે શખસને હક છે તેની પાશેથી જકાત લેવામાં આવશે.

(૩.) પણ અગરજો કોઇબી જમીન, એક વર્ષ કરતાં વધારે મુદતને માટે કોઇ શખસને ભાડેથી આપી હોય અને તે ભાડુતે તે ઉપર બાંધકાંમ અથવા અમલો ઉઠાવ્યો હોય, તો મજકુર જમીન તથા તેની ઉપર બાંધેલાં અમલા માટેની જકાત મજકુર ભાડુત અથવા તેના વારેસ વકીલ પાશેથી ઉઘરાવવામાં આવશે,—પછે તે જગ્યામાં મજકુર ભાડુત, અથવા તેનો વારેસ વકીલ, અથવા કોઇ પેટા ભાડુત, ગમે તે શખસ, વસ્તો હોય.

૧૪૭. (૧) **જગ્યાઓ ભાડેથી અથવા પેટા ભાડેથી આપી હોય, તો જકાત માટેની જોખંમદારી કેવી રીતે વ્હેંચાય છે**—કોઇબી ભાડે આપેલી જગ્યાનું જેટલું ભાડું ઉપજે છે, તે કરતાં વધારે રકંમ ઉપર જકાતની આંકણી કર્યામાં આવી હોય, તો ભાડે આપનારે જકાત દાખલ જેટલી વધારે રકંમ આપી હશે, તેટલી રકંમ પોતાના ભાડુતની પાશેથી વસુલ કરી લેવાને તેને હક છે.

(૨.) એજ મુજબ ભાડુતને પોતાના પેટા ભાડુત પાશેથી, અને પેટા ભાડુતે કોઇ બીજા શખસને જગ્યા ભાડેથી આપી હોય, તો તેવા શખસ પાશેથી ભાડાં કરતાં વધારે રકંમ ઉપર થાયલી આંકણીનાં ભાડેથી આપનારે આપેલાં નાણાં, વસુલ કરી લેવાને હક છે.

(૩) ઉપર લખ્યા પ્રમાણેના જે શખસોને હક આપ્યા છે, તેમના હાથમાં પોતાની મીલકતનું ચઢેલું ભાડું વસુલ કરી લેવાને, કાયદા મુજબ, જેવા હકો તથા ઇલાજો છે, તેવાજ હકો તથા ઇલાજો, ઉપલા નાણાં વસુલ કરી લેવાને પણ, આ ધારાની રૂહે તેમને છે.

૧૪૮. **ભાડુતે ભરેલી જકાત તેને મજરે મલી શકે છે.**—મીલકત ઉપર લેવાતી જકાત આપવાની મુખ્ય જોખમદારી જે શખસને માથે છે, તે જો પોતેજ, સરકાર અથવા કારપોરેશનને બાદ કરીને, કોઇ બીજાજ આસામીને જકાત નાંખેલી જગ્યાનું ભાડું ભરતો હોય, અને જેટલું ભાડું તે ભરેચ તેટલીજ રકમ ઉપર મ્યુનીસીપાલની જકાત બેસાડી હોય, તો પોતે આપેલી જકાતનાં નાણાં તેવા આસામી પાસેથી હસાબમાં મજરે લેવાને તેને હક છે.

# મીલકત નામ ઉપર ચઢાવવાને લગતી નોટીસ બાબદ.

૧૪૯. (૧) **મીલકત બીજા ધણીનાં નાંમ ઉપર ચઢતાં, કમીશનરને નોટીસ આપવાની જરૂરીયાત**—જ્યારેબી કોઇ શખસ મીલકત ઉપરનો પોતાંનો હક ઇલાકો બીજાનાં નાંમ ઉપર ચઢાવી આપે, ત્યારે તેવા શખસે, તથા જેનાં નાંમ ઉપર ચઢાવે તેણે, બંન્ને જણાંએએ, જો લખતની રૂહે મીલકતનું માલેકપણું બદલાયું હોય તો તે લખતની તારીખથી, અથવા તે લખત રેજીસ્ટર કરાવ્યું હોય તો રેજીસ્ટર કરાવ્યાની તારીખથી, અથવા કોઇબી લખત વગર, બીજાને નામે કરી હોય. તો તે દીનથી, માસ ૩) ની અંદર તે બાબેની ખબર, લખીત નોટીસ મારફતે, કમીશનરને આપવી જોઇએ.

(૨.) ઉપર મુજબની નોટીસ આપવાને જે શખસ બંધાયલો, છે તે જો મરંણ પામ્યો હોય, તો તેના મરંણનાં દીવશથી ૧ વર્ષની અંદર, તેના વારેસ વકીલે મજકુર નોટીસ કમીશનરને આપવી.

૧૫૦. (૧) **મજકુર નોટીસનો નંમુનો.**—નામ ઉપર ચઢાવવાને લગતી નોટીસ, આ ધારાને છેડે "શીડુલ ઇ" અથવા "શીડુલ એફ"માં આપેલાં બે નમુનામાંથી જે લાગુ પડે તે નમુના મુજબની સર્વે ખરી વીગતો સાથેની, આપવી.

**ખોલાસો**—ઉપલી નોટીસના છાપેલા ફાગજો મ્યુનીસીપાલ કમીશનરની અફીસમાંથી મળશે.

**સજા.**—આ કલમથી ઉલટો ચાલીને જે શખસ મજકુર નોટીસ નહી આપશે, તેને રૂ૫૦) સુધીના દંડની શીક્ષા થાશે.

(૨) એવી કોઇ નોટીસ મલ્યા બાદ, અગરજો લખતની રૂહે મીલકતની માલેકી બદલાઇ હશે, તો, કમીશનરને ઘટતું દેખાયાથી તે અસલ લખત જોવા માંગશે, અથવા રેજીસ્ટર આફીસમાંથી તેની મેલવેલી નક્કલ પોતાની આગલ હાજર કરવાને ફરમાવશે.

૧૫૧. (૧) **નોટીસ નહી આપ્યાથી શું પરીણામ નીપજે છે.**—મીલકતને લગતી જકાત આપવાને મુખ્ય જોખમદાર શખસ અગરજો ઉપર મુજબ કમીશનરને નોટીસ નહી આપશે, તો પોતાની ગફલત માટે બીજી રીતે જોખમ માંથે ખેંચી લઇનેબી, તે નોટીસ આપે અને કમીશનરના ચોપડામાં મીલકત બીજાનાં નાંમ ઉપર લખાય ત્યાં શુધી જકાતની રકમ જેમ જેમ તેની ઉપર વખતે વખત લેણી નીકલતી જશે, તેમ તેમ તે તેનેજ ભરવી પડશે.

(૨) *તેમ છતાંબી જેનાં નાંમ ઉપર મીલકત કરી હોય, તે શખસની જકાત ભરવા બાબેની જોખમદારી ઓછી થાયલી ગણાશે નહી; તેમજ જકાત વસુલ કરી લેવા સંબંધી મીલકત ઉપરનો કમીશનરનો જે પેહેલ્લો દાવો છે તેને તેથી કાંઇબી હરકત નડશે નહી.

૧૫૨. **નવી બંધાતી ઈમારતો વગેરે બાબેની નોટીસ.**—જ્યારે કોઇબી નવી ઇમારત બાંધવામાં આવે, અથવા કોઇબી ઇમારતને ફરીથી બાંધવામાં આ-

થવા વધારવામાં આવે, અથવા કોઇબી ખાલી પડેલી ઇમારતમાં ફરીથી કોઇ વશવા આવે, ત્યારે મીલકતને લગતી જકાત આપવાને મુખ્ય જોખમદાર શખસે દીન ૧૫ ની અંદર તે વીશેની લખીત નોટીસ કમીશનરને આપવી જોઇએ.

**સજા**—આ કલંમથી ઉલટો ચાલનારને રૂ.૫૦) સુધીના દંડની સજા થાશે

(૨.) મજકુર ૧૫ દીવશની જે મુદત ઉપર લખી છે. તે ઇમારત બંધાઇને તૈયાર થાય, અથવા તે તૈયાર થાવાની આગમજ તે મધે કોઇ વશવા આવે, એ બેમાંથી જેબી બનાવ પેહેલ્લાં બની આવે, તે દીનથી ગણવામાં આવશે

૧૫૩. **ઇમારત તોડી પાડે ત્યારે આપવી જોઇતી નોટીસ**—જ્યારે ઘરધણી પોતાંની ઇમારત અથવા તેનો કોઇબી ભાગ તોડી પાડે. ત્યારે તેણે તે વીશેની નોટીસ કમીશનરને આપવી જોઇએ.

(૨.) તેવી નોટીસ તે આપે ત્યાં સુધીની જકાત આપવા સંબંધી તેની જોખમદારી ચાલુજ રેહશે, અને તેને જકાત ભરવીજ પડશે.

---

## જકાત સંબંધી માલકતની આંકણી બાબદ.

૧૫૪. (૧) **જકાતની આંકણી કેમ મુકરર થાયછે**—મીલકતને લગતી જકાત આપવાને લાયક ઠરેલાં

કોઇબી મકાંન અથવા જમીનની આંકણી મુકરર કરવા શારૂં, તેવાં મકાંન અથવા જમીનનું વર્ષો વર્ષ જેટલું ભાડું ઉપજવાની વાજબી વકી હોય, તેવાં એક વર્ષનાં ભાડાંમાથી સેંકડે ૧૦ ટકા જેટલી રંકમ બાદ કરીને બાકીની રકંમ ઉપર જકાત બેસાડવામાં આવશે; પછે બાદ કરેલી રકંમ રીપેરને લગતાં ખર્ચને બદલે, અથવા ગમે તે બાબદને બદલે સમજવી.

(૨.) કોઇબી મકાંનની અંદર, અથવા જમીનની ઉપર કાંઇબી સંચા કામનો સામન જો હોય, તો તેની કીમત, તે મકાંન અથવા જમીનને લગતી આંકણીમાં ઉમેરવામાં આવશે નહી.

૧૫૫. (૧) **ઘરધણી અથવા વશનાર પાસેથી ખબર મેલવવા, તથા જગ્યા જાતે તપાસવા માટેની કમીશનરની સત્તા.**—કોઇબી મકાન અથવા જમીનની આંકણી અથવા તે વીશેની જકાત આપવા મુખ્ય જોખમદાર શખસ કોણ છે તે વાત મુકરર કરવા માટે, તે મકાન અથવા જમીન અથવા તેમના કોઇબી ભાગના માલેક અથવા વશનારને કમીશનર ફરમાવી શકે કે, ઠરવેલી મુદતની અંદર, તેણે નીચે પ્રમાંણેની લખીત વીગતો પોતાંને પુરી પાડવી;

(એ) તેવાં મકાંન અથવા જમીનના માલેક અથવા વશનારનું નામ તથા રેહવાનું ઠેકાણું, અથવા માલેક તથા વશનાર બંધેના નામ તથા રેહેવાના ઠેકાણાંને લગતી ખબર આપવી; તથા

(બી) તેવાં મકાંન અથવા જમીનની લંબાઇ પોહોલાઇ, તથા તેમનું શું ભાડું ઉપજે છે તેને લગતી વીગતો આપવી.

(૨) દરેક માલેક અથવા વશનાર જેને ઉપર મુજબનો હોકમ કર્યામાં આવે, તેની ફરજ છે જે માંગેલી વીગતો, પોતાની જાણ મુજબ, બધી ખરેખરીજ, તેણે કમીશનરને પુરી પાડવી.

☞ ઉપલી કલમથી જે કોઈ ઉલટો ચાલશે, તેની ઉપર "ઇન્ડીયન પીનલ કોડ" એટલે હીંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૭૬ તથા ૧૭૭ કલમો મુજબ કામ ચલાવવામાં આવશે. મજકુર કાયદાની ૧૭૬ મી કલમમાં લખે છે જે, સરકારી અમલદારે માંગેલી ખબર જે શખસ નહી આપશે તેને ૧ માસના આસાંન કેદ, અથવા રૂ૫૦૦) સુધીનાં દંડની, અથવા કેદ તથા દંડ બંધેની સજા થાશે; તથા મજકુર ૧૭૭ મી કલમમાં ફરમાવે છે કે, જે શખસ સરકારી અમલદારને જાણીબુજીને ખોટી ખબર આપશે, તેને માસ ૬) સુધાની આસાંન કેદ, અથવા રૂ૧૦૦૦) સુધીનાં દંડની, અથવા કેદ તથા દંડ બંધેની સજા કરવામાં આવશે.

**ખોલાસો**—મજકુર ફોજદારી કાયદાની ૨૧ મી કલમ મધે "મ્યુનીસીપાલ કમીશનરને" પણ "સરકારી અમલદાર" લેખે ગણ્યો છે.

(૩) ઉપર જણાવેલાં કારણોસર, તેવાં કોઇબી મકાંન અથવા જમીનની જાતી તપાસ કરવાને કમીશનરને સત્તા અથવા છુટ છે.

# જકાતનો ચોપડો કેમ કરવામાં આવે છે.

૧૫૬. **જકાતનો ચોપડો**—શેહેરમાનાં શર્વે મકાંનો તથા જમીનો બાબેની પુરેપુરી વીગતો સાથેનો એક ચોપડો કમીશનર રાખશે, જેને "આસેસમેન્ટ બુક" કરી કેહવામાં આવશે.

૧૫૭. **જુદા જુદા ચોપડા**—આ જકાતનો ચોપડો દરેક વાઁડ શારૂં જુદો જુદો રાખ્યામાં આવશે.

૧૫૮. (૧) **બે અથવા તેથી વધારે શખસોને છુટક ભાડે આપેલી મીલકત વીશેનો બંદોબસ્ત**—જ્યારે કોઇબી મકાંન અથવા જમીન બે અથવા તેથીબી વધારે શખસોને જુદા જુદા અથવા છુટક ભાડેથી આપવામાં આવ્યાં હોય, ત્યારે તેવાં મકાંન અથવા જમીન ઉપર જકાત બેસાડવાને માટે, કમીશનર યાતો તે બધાંને એકજ મીલકત દાખલ ગણશે, યાતો તે મકાંન અથવા જમીનનાં માલેકની લખીત મંજુરીયાત મેલવીને, દરેક છુટક ભાડેથી આપેલી જગ્યાને, અથવા તેવી બે કરતાં વધારે જગ્યાઓને, અથવા દરેક માલ અથવા ભાંયતલ્યાને, જુદી જુદી મીલકત દાખલ ગણશે.

(૨) **છુટક જગ્યાઓને એકજ મીલકત દાખલ ગણે, તો ફાયદો શું**—આ કલમ મુજબ કોઇબી મકાન અથવા જમીનનાં છુટક ભાગો ભાડેથી આપ્યાં હશે, અને તેઓ શર્વેને એકજ મીલકત દાખલ ગણવાને કમીશનરે ઠેરાવ કર્યો હશે, તો મજકુર મીલકત બાબેની સામાન્ય જકાતનો $\frac{1}{6}$ ભાગની છુટ તે આપશે.

એવી છુટને લગતી પોતાંની મંજુરીયાત કોઇબી અર્ધાં સાલની શરૂઆત થાય તેની વધુમાં વધુ ૭ દીવશ આગમજથી કમીશનર આપશે.

૧૫૯. **(૧) ઘરધણી માલમ નહી પડે, તો કેમ કરવું**—કોઇબી જગ્યાને લગતી જકાત આપવાને મુખ્ય જોખમદાર શખસનું નામ અગરજો ચોક્કસપણે માલમ નહી પડે, તો જકાતના ચોપડામાં તેમજ જેબી નોટીસ કરવી પડે તે મધે તેવા શખસ વીશે બીજી કાંઇબી વધારે વીગત આપ્યા વગર, "ફલાણી જગ્યાના માલેક" અથવા "જમીનદાર જોગ" કરીને લખે તો તે પુરતું ગણાશે.

**(૨.) જગ્યામાં વશનારની જોખમદારી**—અગરજો મીલકતનો માલેક નહી જણાંય, તો જકાત આપવાને મુખ્ય જોખમદાર શખસ કોણ છે તે મુકરર કરવા શારૂં તે જગ્યામાં વશનાર પાસેથી કમીશનર ખબર મેલવશે ; અને તેવી ખબર પુરેપુરી રીતે આપવાને મજકુર વશનાર ના પાડશે, તો તેવી ખબર તે આપે ત્યાં શુધી તે જગ્યાને લગતી શર્વે જકાતો ભરવાને વશનાર પોતે જોખમદાર ગણાશે.

૧૬૦ (૧) **આંકણી પુરી થાયા બાદ ખબર આપવી.**—કોઇબી વાર્ડનો જકાતનો ચોપડો પુરો થાયા પછે, કમીશનર તે બાએની જાહેર ખબર આપીને તે ચોપડો કયાં મેલવામાં આવયો છે, અથવા તેની નક્કલ કયાં જોવાને મલશે તે જણાવશે.

(૨) એવી જાહેર ખબર સરકારી ગેઝટમાં તથા સ્થાનીક વર્તમાન પત્રોમાં છપાવીને તથા વાર્ડની મુખ્ય જગ્યાઓ ઊપર કાગલ્યાં ચ્હોંટાડીને મગટ કર્યામાં આવશે.

૧૬૧. (૧) **જકાતનો ચોપડો તપાસ માટે ખોલ્લો છે**—કોઇબી જગ્યાના માલેક અથવા વશનારને, અથવા તેના એજંટને, કાંઇબી દામ લીધા વગર, જકાતનો ચોપડો તપાસવા તથા તેમાંથી પોતાંની જગ્યાને લગતા ઉતારા કરવા દેવામાં આવશે.

(૨) પણ જે શાખસને તેવો કસ્સો હક નહી હશે, તો કમીશનરે ઠેરવેલી "ફી" લઇને તેને મજકુર ચોપડો તપાસવા તથા તેમાંથી ઉતારો કરવા દેવામાં આવશે.

૧૬૨. (૧) **આંકણી સાંમે ફર્યાદ કરવાની મુદત.**—એક જાહેર નોટીસ આપીને કમીશનર એવું પ્રગટ કરશે, જે જકાતના ચોપડામાં દાખલ કરેલી આંકણી સામે અગરજો કોઇને ફર્યાદ કરવાની હોય, તો મજકુર નોટીસની તારીખથી દીન ૧૫) ની અંદર તેવી ફર્યાદ તેની આફીસમાં લેવામાં આવશે.

(૨) **કમીશનરે ખાશ નોટીસ કયારે આપવી**—અગરજો કોઇબી જગ્યાને મીલકતને લગતી જકાત આપવાને લાયકની ગણીને, જકાતના ચોપડા મધે પેહેલ વેહેલ્લીજ વાર દાખલ કરી હશે, અથવા તે ઉપરની જકાતમાં વધારો કર્યો હશે, તો તેવી જગ્યાના માલેક અથવા વશનાર ઉપર એક ખાશ નોટીસ મોકલીને કમીશનર જાહેર કરશે કે મજકુર જગ્યા ઉપર આટલી જકાત બેસાડી છે, તથા તે જકાતની સામે અગરજો ફર્યાદ કરવાની હોય, તો તે ખાશ નોટીસ પ્હોંચ્યાની તારીખથી દીન ૧૫ ની અંદર તેવી ફર્યાદ કમીશનરની આફીસમાં લેવામાં આવશે.

૧૬૩. (૧) **આંકણી સામે કયારે અને કેમ ફર્યાદ કરવી**—જકાતના ચોપડામાં દાખલ કરેલી આંકણીની રકંમ સાંમેની દરેક ફર્યાદ લખીત અરજી મારફતે કમીશનર જોગી કરવી, તથા જાહેર અથવા ખાશ નોટીસ મધે ઠેરવેલી મુદતની અંદર તે તેની આફીસમાં પ્હોંચતી કરવી.

(૨) શું સબબો અથવા આધાર ઉપરથી આંકણી સાંમે ફર્યાદ કરવામાં આવે છે, તે સબબો અથવા આધાર ટુંકમાં તોપણ પુરેપુરી રીતે, દરેક તેવી અરજીમાં જણાવવાં.

૧૬૪. **ફર્યાદની ચોકાસીનો દીવશ જણાંવનારી નોટીસ.**—એવી મલેલી શર્વે ફર્યાદાની નોધ એક ખાશ ચોપડી મધે કમીશનર લેવા લગાડશે; તથા કયા દીવશે તથા વખતે તથા ઠેકાણે તેની ફયાદ સાંભલવામાં આવનાર છે, તે વીશેની લખીત નોટીસ દરેક ફર્યાદ કરનારને પુગાડશે.

૧૬૫. (૧) **ફર્યાદની તપાસ.**—આગમજથા મુકરર કરેલે દીવશે તથા વખતે તથા ઠેકાણે, અગરજો ફર્યાદ કરનાર હાજર હશે તો તેની હજુરમાં, અને જો તે હાજર નહી હોય તો તેની ગેરહાજરીમાં, મજકુર ફર્યાદની ચોકાસી કમીશનર કરીને તેનો નીકાલ લાવશે.

(૨) કમીશનરને જો વાજબી કારંણ જણાંશે, તો ચોકાસી કરવાનું કાંમ તે વખતે વખત મુલ્તવી રાખશે.

(૩) મજકુર ફર્યાદનો જેબી કાંઇ નીવેડો આવે, તે તેવી ફર્યાદો નોધવા માટે રાખેલી ખાશ ચોપડી મધે દાખલ કરવામાં આવશે; અને અગરજો આંકણીની રકમમાં કાંઇબી ફેરફાર કરવાની જરૂર પડશે તો, જકાતના ચોપડા મધે પણ તે ફેરફાર લખાશે.

૧૬૬. (૧) **જકાતને લગતો ચોપડો ક્યારે નક્કી થાય છે.**—આંકણી સાંમે જેબી ફર્યાદો થાઇ હોય તે સર્વેનો નીકાલ આવ્યા બાદ, જકાતના ચોપડાના ખરાપણાની સાબેતી દાખલ, કમીશનર પોતાંની સહી સાથે તે ઉપર એવો લેખ કરશે કે, જ્યાંબી સુધારા કરવામાં આવ્યા છે તે બાદ કરતાં, મજકુર ચોપડા મધે દાખલ કરેલી આંકણી સાંમે કાંઇબી વજનદાર તકરાર લેવામાં આવી નથી.

(૨) તે પછે, તે વર્ષના ચોપડા મધે મુકરર કરેલી આંકણીઓ. (ચોપડામાં હવે પછે થતો ફેરફાર બાદ કરતાં) નક્કી થાયલી ગણવામાં આવશે.

૧૬૭. (૧) **આંકણીમાં વધ ઘટ ગમે ત્યારે થાય છે.**—જે વર્ષને લગતો જકાતનો ચોપડો હોય, તે વર્ષના દરમ્યાંન, કોઇબી વખતે, લાગતા વલગતા કોઇબી શખસની અરજ ઉપરથી, અથવા પરબાડી રીતે મલેલી બીજી ખબરના આધાર ઉપરથી, કમીશનર તે ચોપડા મધે સુધારો કરી શકશે, તે એવી રીતે કે, કોઇબી શખસનું નાંમ જે તેમાં દાખલ થવું જોઇતું હતું અથવા કોઇબી જગ્યા જે દાખલ થતી રહી ગઇ હોય, તે બંધે દાખલ કરીને, અથવા જકાત આપવાની જેની જોખંમદારી નથી તેવા શખસનું નામ કાઢી નાંખીને, અથવા જકાતની રકમમાં વધારો યા ઘટારો કરીને, અથવા કોઇબી જગ્યા ઉપરની જકાત સદનંતર માફ કરીને, કમીશનર સુધારો કરી શકશે.

(૨) એવો દરેક સુધારો જે કરે, તે વર્ષની શરૂઆતથી કર્યો છે એમ ધારવામાં આવશે.

૧૬૮. (૧) **જકાતનો ચોપડો કેટલી મુદતે બનાવવો.**—જકાતને લગતો ચોપડો દર વર્ષે કરવાની જરૂર નથી. છેલ્લા વર્ષનાજ ચોપડા મધેની નોંધો કમીશરે બાહાલ રાખી તથા તેમાં પોતાને વાજબી લાગે તેવા ફેરફારો કરીને આગલાજ ચોપડાને દરેક નવાં સાલ માટેનો ચોપડો સમજવામી આવશે.

(૨) પણ જે જાહેર નોટીસો આપવાની છે, તે તો આપ્યા કરવાની, તથા ઉપર આપેલી ૧૬૩ મી થી ૧૬૭ મી શુધીની કલંમોમાં લખેલા બંદોબસ્તો દરેક સાલને લાગુ છે.

(૩) ઓછામાં ઓછા દર ૪ વર્ષે જકાતનો નવો ચોપડો તૈયાર કરવો જોઇએ.

---

## પાણીની તથા હલાલખોરની જકાતો સંબંધી ખાશ ગોઠવણો.

૧૬૯. (૧) **પાણીની રાખેતાની જકાતને બદલે તે માપીને અથવા ઉધ્ધડ ઠેરવેલી રકમ લઈને આપવા વીશે.**—પાણી માટે લેવાતી રાખેતાની જકાતને બદલે સ્ટાંન્ડીગ કમીટી ઠેરવે તે ભાવે અને તેવા પ્રસંગો અથવા ટાંકણાં ઉપર, પાણી માપથી આપીને તેનો દામ લેવો.

(બી) પાણીને લગતી રાખેતાની જકાતને બદલે, તેમજ તે માપથી આપીને તેનો દામ લેવાને બદલે, કોઈબી

શખસ સાથે કમીશનર એવી ગોઠવણ કરી શકશે જે, એકથી પાંચ વર્ષ શુધીની બાંધી મુદત માટે કોઇ ચોકકસ અથવા ઉધ્ધર ઠેરવેલી રકમ લઇને તેવા શખસની જગ્યા ઉપર પાણી પ્હોંચાડવું.

(૨) જ્યારે પાણી માપથી આપીને તેનો દાંમ કમીશનરે લેતો કર્યો હશે, ત્યારે પાણીનાં વપરાસ બાબે, અથવા જ્યાં સુધી "મીટર" બગડેલું રેહે અથવા દરૂસ્ત થાતું હોય ત્યાં શુધી, ખપમાં આવેલાં પાણીના દાંમ મુકરર કરવા બાબે, સ્ટાન્ડીંગ કમીટીને વાજબી લાગે તેવી શરતો તે વખતે વખત કરશે; અને જ્યારે ઉધ્ધર રકંમ ઠેરવી હોય, ત્યારે પણ પાણીનાં વપરાસને લગતી શરતો મજકુર કમીટી મુકરર કરશે.

(૩) જે શખસને માપથી પાણી આપીને તેનો દાંમ તેની પાશેથી લેવાતો હોય, અથવા તે માટે કોઇબી ઉધ્ધર રકંમ તેની પાશેથી લેવાતી હોય, તે શખસની ઉપર પાંણીની સાધારંણ જકાત જુદી નાખ્યામાં આવશે નહી; પંણ અગરજો તેને પ્હોંચાડેલાં પાણીનાં પૈસા તે નહી ભરે, તો પાણીને લગતી સાધારંણ જકાતના ચઢી ગયલા પૈસા જેવી રીતે મ્યુનીસીપાલીટી વસુલ કરી લે છે, તેવીજ રીતે એ પૈસા પણ વસુલ કરી લેવામાં આવશે.

૧૭૧. **જાહેર ફુંવારા વગેરેમાનું પાણી મફત મલશે.**—શેહેરનાં રેહેવાસીઓને મુફત પાણી પ્હોંચતું કરવા શારૂં સ્થાપેલાં જાહેર ફુંવારા, ટાંકી, હોજ, કુવો, નલ વગેરેમાંથી અગરજો કોઇ શખસ પાણી લઇ જાય, તો તેનો કાંઇબી દાંમ તેને આપવો પડશે નહી,

પણ તેની શરત એટલીજ છે કે મજકુર પાણી પોતાના ખાનગી વપરાસનેજ શારૂં, અને નહી કે તે વેચવા શારૂં લઇ જવું.

૧૭૨. (૧) **હલાલખોરની જકાતબી ઉઘ્ઘર લેવાય છે**—જ્યારેબી કમીશનરને વાજબી લાગે, ત્યારે કોઇબી હોટેલ અથવા કલ્બ અથવા તેવીજ મ્હોટી જગ્યાઓના સંબંધમાં લેવાતી હલાલખોરની જકાતનો ખાશ ભાવ અથવા દર સ્ટાંન્ડીંગ કમીટીની મંજુરીયાતથી તે ઠેરવશે; પછે હલાલખોરને લગતી ચાકરી, હલાલખોરોની મારફતે અથવા કોઇબી બીજી રીતે બજા લાવવામાં આવે તેની હરકત નથી.

૧૭૩. (૧) **એક શખસે આપેલી પાણીની તથા હલાલખોરની જકાતો, બીજા ધણી પાસેથી પાછી કયારે લેવાય છે.**—અગરજો કોઇબી જગ્યા બાબદ, એક શખસે પાંણીની અથવા હલાલખોરની જકાત કમીશનરને આપી હશે, અને જે મુદતને માટે તેણે તેવી જકાતો આપી હોય, તે મુદતમાં તે જગ્યામાં તે પોતે વશ્યો અથવા રહયો નહી હશે, તો તેવા શખસને હક છે જે મજકુર મુદતમાં તે જગ્યામાં જે કોઇ શખસ ખરેખર વશયો અથવા રહયો હશે, તેની પાશેથી પોતે આપેલા જકાતોના પૈસા વસુલ કરી લે.

(૨) **તે પૈસા કેમ વસુલ કરવા.**—ઉપર લખ્યા મુજબ, જે શખસે મજકુર જકાતોને લગતા પૈસા આપ્યા હોય, તેને પેલા બીજા શખસની પાસેથી, જાણે પોતાના ચઢેલા ભાડાનાજ પૈસા તે ઉઘરાવતો હોય, તેવીજ રીતે તેણે આપેલા પૈસા ઉઘરાવી લેવાને તેને હક છે.

## ખાલી પડેલી જગ્યાઓ શારૂં લેવાયલી જકાત પાછી કેમ મેલવવી.

૧૭૪. **પાણીની તથા હલાલખોરની આપેલી જકાતો પાછી કયારે, અને કેટલી મલે છે.**—જ્યારે કોઇબી મકાંન અથવા જમીન અથવા જગાનો કોઇબી ભાગ, જેને કમીશનરે જુદી જુદી મીલકત દાખલ ગણી હશે, તે અગરજો ઓછામાં ઓછા ૬૦) દીવશો સુધી ખાલી પડેલી હોય, તો હવે પછેની કલમો મધે ઠેરવ્યા પ્રમાણે, જેટલા દીવશો શુધી તે જગ્યા ખાલી પડી હોય, તેટલા દીવશો માટેની પાંણીની તથા હલાલ-ખોરની જકાતો કમીશનરે અગર લીધી હશે, તો તેણે તે પાછી આપવી.

૧૭૫. **"જનરલ" એટલે સામાન્ય જકાત પાછી કેમ મલે છે.**—જ્યારે કોઇબી મકાંન અથવા જમીન અથવા જગ્યાનો કોઇબી ભાગ, જેને કમીશનરે જુદી જુદી મીલકત દાખલ ગણી હશે, તે અગરજો ઓછામાં ઓછા ૬૦) દીવશો શુધી ખાલી પડેલી હોય તો હવે પછેની કલમોમાં ઠેરવ્યા પ્રમાણે, જેટલા દીવશો શુધી તે જગ્યા ખાલી પડી હોય, તેટલા દીવશો માટેની જનરલ એટલે સામાન્ય જકાતની રકમનો ⅔ જેટલો ભાગ, જો કમીશનરે જકાત લીધી હોય, તો તેણે તે પાછો આપવો.

૧૭૬. (૧) **ખાલી પડેલી જગ્યા વીશે નોટીશ નહી આપવાનો ગેરફાયદો.**—જકાત આપવાને જે શખસ જોખમદાર છે તેણે, અથવા તેના એજંટ, એટલે કારભારીએ, પોતાની જગ્યા ખાલી પડેલી

છે કરીને લખીત નોટીસ મારફતે અગરજો કમીશનરને નહી જણાંવશે, તો મીલકતને લગતી આપેલી કોઇબી જકાત કમીશનરની પાશેથી પાછી મેલવવાનો તેમનો દાવો ચાલી શકશે નહી.

(૨) નોટીસ આપ્યા અગાઉનો કોઇબી મુદતને માટે, કમીશનર "રીફંડ" એટલે લીધેલી જકાત પાછી આપશે નહી.

(૩) જ્યારે કોઇબી જગ્યા એક અધા સાલમાં ખાલી પડીને તે પછેના આવતા અર્ધા સાલમાં પણ તે ખાલી પડતી જતી હોય, ત્યારે પેલા બીજા અધા સાલની શરૂઆતથી ૩૦ દીવશની અંદર તે વીશેની લખીત નોટીસ અગરજો કમીશનરને આપવામાં નહી આવે, તો તેવાં ચાલુ ખાલીપણાં બાબદ કમીશનરની પાશેથી જકાત પાછી મેલવવાનો તેના માલેકને હક રેહેશે નહી.

**ખોલાસો**—મ્યુનીસીપાલીટીનું વર્ષ, સરકારી વર્ષની માફકજ, તા૰ ૧ લી એપ્રીલથી શરૂ થાઈ તા૰ ૩૧ મી માર્ચે પુરૂં થાય છે. મીલકતને લગતી જકાતના બીલો વર્ષમાં બે વખતા દર છ છ મહીને, કરવામાં આવે છે; એટલે જે તા૰ ૧ લી એપ્રીલથી તા૰ ૩૦ મી સપટેમબર શુધીના, તથા તા૰ ૧ લી અકટોબરથી તે તા૰ ૩૧ મી માર્ચ શુધીના. જ્યારે કોઇબી અરધા સાલમાં જગ્યા ખાલી પડે, અને તે પછેનાજ આવતા અર્ધા સાલમાં પણ તે ખાલી પડતી જતી હોય, તો એપ્રીલ મહીનાની તા૰ ૧ લી થી તા૰ ૩૦ મી શુધી, અથવા તા૰ ૧ લીથી તા૰ ૩૧ મી એકટોબર શુધીના, જેમ મહીનો આવે તે મુજબ. કોઈબી દીવશે ખાલી પડેલી મીલકત બાબદની મજકુર નોટીસ અગરજો કમીશનરને આપવામાં આવે, તો તે કાયદા મુજબની નોટીસ ગણાશે, અને પછે લીધેલી જકાતના પૈશા પાછા આપવાની કમીશનરને ફરજ પડશે.

૧૭૭. **પાણી બંધ કરવા માટે અરજી કરે, તોજ તેની જકાત પાછી મલશે.**—અગરજો એક ખાલી પડેલી જગ્યાને પાણી પ્હોંચતું કરવાનું કામ બંધ પાડવાને ઘરધણીએ કમીશનરને અરજી કરી હોય તે છતાં પાણી ચાલુજ રાખીને તેના બીલનાં નાણાં લીધા હોય, તો મજકુર અરજીની તારીખ પછેની મુદતને માટે લીધેલાં નાણાં ઉપર ઘરધણી જો દાવો કરે, તો તે ચાલી શકશે, અને તે નાણાં પાછાં આપવાને કમીશનર બંધાયલો છે.

૧૭૮ **છુટ મેલ્યા પછે, સામાન્ય જકાત પાછી મલશે નહી.**—કલંમ ૧૫૮ મી ની પેટા કલંમ બીજીમાં ખોલાસો કર્યા મુજબ, જે મીલકતનાં બાબમાં કમીશનરે જેટલી જકાતની છુટ મુકી હશે, તો તેવી મીલકત માટેની સામાન્ય જકાત "રીફંડ" એટલે પાછી આપવામાં આવશે નહી.

૧૭૯. **જકાતના પૈસા પાછા લેવાને કરવી જોઈતી અરજી**—ઉપર મુજબની નોટીસ આપ્યા છતાં, જકાતનાં નાણાં પાછાં મેલવવા શારૂ અરજી પણ કરવી જોઇશે, અને જે અર્ધા સાલ માટેની જકાત પાછી મેલવવાની હશે તે અર્ધા સાલની શરૂઆતથી ૩૦ દીવશની અંદર અગરજો અરજી મોકલવામાં આવશે, તોજ લીધેલી જકાત પાછી મલશે. પણ અગરજો ઉપર લખ્યા મુજબની અરજી નહી કર્યામાં આવે, અથવા મુદત વીતી ગયા બાદ તે કરે, તો જકાતના પૈસા પાછા મેલવવાનો ઘરધણીનો દાવો કબુલ રાખવો અથવા નહી તે ખુદ કમીશનરની મરજી ઉપરજ આધાર રાખે છે.

# ગાડીઓ તથા જાનવરો ઉપરની જકાત ક્યારે, અને કેમ લાગુ પડે છે.

૧૮૦. **કહી કીસમની ગાડીઓ તથા જાનવરો ઉપર જકાત લેવાય છે**—શેહેરમાં રાખેલી શર્તે ગાડીઓ તથા જાનવરો ઉપર લેવાતી જકાતના જે દર આ ધારાને છેડે "શેડ્યુલ ૭" મધે જણાંવેલા છે, તે કરતાં વધુ જકાત લેવામાં આવશે નહી.

૧૮૧. **ગાડીઓ તથા જાનવરો માટે આ ધારામાં મુકેલી છુટ**—નીચે જણાંવવામાં આવેલી ગાડીઓ તથા જાનવરો ઉપર જકાત નાખ્યામાં આવશે નહી, એટલે કે:—

(એ.) મ્યુનીસીપાલ અથવા પોલીસ ખાતાનાં કામે લગાડેલી ગાડીઓ અથવા જાનવરો;

(બી.) તોપની ગાડીઓ, અથવા ગાડાંઓ, તથા આરટીલરીનાં તથા રસાલાનાં ઘોડા;

(સી.) જે શખ્સને તેની ચાકરીના ધારાથી ઘોડો રાખવાની ફરજ પડી હોય, તો તેવો ઘોડો;

(ડી.) વાલનટીયરોનાં ઘોડા;

(ઇ.) માહારાણીની અથવા કારપોરેશનની ગાડીઓ તથા જાનવરો;

(એફ.) ટ્રાંમ્વે કંપનીની ગાડીઓ તથા જાનવરો;

(જી.) ખરેખરા ગાડી વેચવાનો ધંધો કરનારાઓ, જે ગાડીઓ વાપરતા નહી હોય, પણ વેચવાનેજ માટે રાખી હશે, તેવી ગાડીઓ ;

(એચ.) ધક્કા ઉપર, અથવા કોઇબી કારખાના અથવા વખાર અથવા રેલવેને લગતી જગ્યાઓ ઉપરજ વપરાતી બે પૈડાંની ગાડીઓ ;

(જે.) એક પૈડાની હાથગાડી, અથવા બચ્ચાંની ગાડીઓ.

૧૯૨. (૧.) **જકાત માટેની જોખંમદારી કેમ ઠરે છે**—કોઇબી ગાડી અથવા જાનવરના માલેક પાશેથી, અથવા જેના કબજા અથવા વહીવટમાં તે હોય તેની પાશેથી, નીચે જણાવ્યા પ્રમાણેની શરતોથી જકાત લેવામાં આવશે :—

(એ) કોઇબી કવાર્ટરમાં ઓછામાં ઓછા ૩૦ દીવશ શુધી ગાડી અથવા જાનવર રાખ્યાં હોય, તો તે કવાર્ટરની આખી એટલે પુરેપુરી જકાત આપવી પડશે.

(બી.) કોઇબી કવાર્ટરમાં ૩૦ કરતાં ઓછા, પંણ ૭ કરતાં વધુ દીવશ શુધી ગાડી અથવા જાનવર રાખ્યાં હોય, તો તે કવાર્ટરની આખી જકાતનો ½ ભાગ જેટલી જકાત આપવી પડશે.

(સી.) કોઇબી કવાર્ટરમાં ૭ કરતાં વધારે દીવશ ગાડી અથવા જાનવર રાખ્યાં નહી હશે, તો તે કવાર્ટરની જકાત બીલકુલ લેવામાં આવશે નહી.

(૨) જ્યારે એક શખસે, એક ક્વાર્ટરમાં, એકજ જાતની બે અથવા તેથી વધારે ગાડીઓ રાખી હોય, અથવા એકજ કીસમના બે અથવા તેથી વધારે જાનવરો રાખ્યાં હોય, પણ જુદી જુદી વખતે એકજ ગાડી, અથવા એકજ જાનવર રાખ્યાં હશે, તો તેટલા બધા દીવશો શુધી તેણે એકજ ગાડી અથવા એકજ જાનવર રાખ્યો હતો એમ સમજવામાં અથવા ગણવામાં આવશે.

૧૮૩. **દરૂસ્ત કરાવવા મોકલેલી ગાડી**—જો એક ગાડી આખા ક્વાર્ટર શુધી દરૂસ્ત કરાવવા મોકલવામાં આવી હશે, તો તે ઉપર તે ક્વાર્ટરની જકાત લીધામાં આવશેજ નહી.

૧૮૪. **ના લાયક અને નહી વપરાતાં જાનવરો ઉપરની જકાત માફ થાશે**—અગરજો એક જાનવરને, કોઇબી આખા ક્વાર્ટર શુધી અશક્ત અથવા વપરાસમાં નહી આવે તેવાં જાનવરોને રાખવાના ખાશ ખાતાં મધે રાખ્યો હશે, અથવા અગરજો એક જાનવર કોઇબી આખા ક્વાર્ટરમાં વપરાસના કાંમ માટે નાલાયક હતો એમ જાનવરી વીધ્યાના કોઇ ડાકટરે સરટીફીકેટ આપી હશે, અને તેને જો વપરાસમાં લીધો નહીં હશે, તો તેવાં જાનવર માટે તે ક્વાર્ટરની જકાત લેવામાં આવશે નહી.

૧૮૫. **તબેલા રાખનારાઓ સાથેનો બંદોબસ્ત**—ભાડેથી ગાડી ઘોડા ફેરવવા કોઇબી તબેલો રાખનાર પાશેથી, અથવા ભાડેથી આપવા શારૂં ગાડીઓ અથવા ઘોડા અથવા બલદો રાખનાર પાશેથી, અથવા વેચાંણ શારૂં રાખેલા ઘોડાના વેપારી પાશેથી, સ્ટાન્ડીંગ કમીટીના

મંજુરીયાતથી, કમીશનર ઉપલી જકાતને બદલે એક ઉધ્ધર ઠેરવેલી રકમ લઇ શકશે; પંણ તે રકમ દરેક વેલા એક વર્ષ કરતાં વધુ મુદતને વાસ્તે ઠેરવશે નહી.

૧૮૬. (૧.) **ગાડીઓ તથા જાનવરો માટેની જકાતને લગતો ચોપડો**—ગાડીઓ તથા જાનવરો ઉપરની લેતી કરેલી જકાતનો એક જુદોજ ચોપડો કમીશનર રાખીને, તે મધે નીચલી વીગતો લખશે :-

(એ.) મજકુર જકાત આપવાને લાયક ઠરેલા આસામીઓની ટીપ,

(બી.) ગાડીઓ તથા જાનવરો વીશેની વીગતવાર હકીકત,

(સી.) જુદા જુદા આસામીઓ ઉપર લાગુ કરેલી જકાત, તથા

(ડી.) ઉધ્ધર લેતી કરેલી જકાતને લગતી તપસીલ.

૨. જે શખસનું નાંમ મજકુર ચોપડા મધે દાખલ કર્યું હશે, તેને અથવા તેના એજંટને, કાંઇબી દાંમ લીધા વગર, તે તપાસવા અથવા તેમાંથી પોતાંને લગતી બાબદ નો ઉતારો કરવા દેવામાં આવશે.

(૩.) જે શખસને ઉપર મુજબનો હક નહી હશે, તેની પાસેથી ઘટતી ફી લઇને મજકુર ચોપડો તપાસવા તથા તેમાંથી ઉતારા કરવા દેવામાં આવશે.

૧૮૭. **ઘરધણીઓ તથા બીજાઓ પાસેથી ખબર મેલવવાની કમીશનરની સત્તા**—

ગાડીઓ તથા જાનવરો ધરાવનારાં શખસો જ્યારે કોઇબી જગ્યાપર ભાડેથી રેહતાં હોય, ત્યારે તેવી જગ્યાના માલેકને કમીશનર ફરમાવી શકશે જે મજકુર શખસોમાનાં દરેકનુ નાંમ, તથા ઠેકાંણું, તથા તેની પાશે જેટલી ગાડીઓ તથા જાનવરો હોય તે શર્વે વીગતવારે પોતાંની સહી સાથે તેણે કમીશનરને જણાવવું; તેમજ ગાડી તથા જાનવરોને લગતી જકાત આપવાને એક શખસ જોખંમદાર થાયછે એવો વેહમ અગરજો કમીશનરને આવે, તો તેવા શખસને પણ તે ફરમાવી શકશે, જે પોતાંની પાશે જે ગાડીઓ તથા જાનવરો હોય તેમને લગતી, તેની સહી સાથેની, શર્વે વીગતો તેણે કમીશનરને પુરી પાડવી.

(૨.) દરેક શખસ જેને ઉપર મુજબનો હોકંમ કર્યામાં આવ્યો હોય, તેની ફરજ છે કે, આપેલી મુદતની અંદર, પોતાંની જાંણ મુજબ, શર્વે ખરેખરી વીગતોથી તેણે કમીશનરને વાકેફ કરવો.

૧૮૮. **જે શખસ ગાડી અથવા જાનવર રાખે, તેણે કમીશનરને કયારે નોટીસ આપવી**—ગાડી અથવા જાનવર બાબેની જકાત આપવાને જે શખસ એક કવાર્ટરમાં જોખંમદાર ઠર્યો નહી હશે, અને તે પછેના કવાર્ટરમાં તેણે ગાડી અથવા જાનવર રાખ્યાં હશે, તો તેવી ગાડી અથવા જાનવર તેના તાબામાં આવ્યા બાદ દીન ૧૫ ની અંદર તે વીશેની ખબર, લખીત નોટીસ મારફતે, તેણે કમીશનરને આપવી.

**સજા**—આ કલંમથી ઉલટો ચાલનારને રૂ૫૦ શુધીનો દંડ થશે.

૧૮૯. (૧.) **તબેલા તપાસવાની તથા લોકોને પોતાંની આગલ બોલાવી ખબર મેલવવાની કમીશનરને સત્તા**—કોઇબી તબેલામાં અથવા ગાડી ઘોડા વગેરે જાનવર રાખવાના ઘરમાં, અથવા બીજે ઠેકાંણે, જકાત આપવાને લાયક ગાડી અથવા જાનવર છે એવું માનવાને અગરજો કમીશનરને કારંણ મલે, તો તેવા દરેક ઠેકાણામાં દાખલ થાઇને તપાસ કરવા તેને સત્તા છે.

(૨.) ગાડી અથવા જાનવર માટેની જકાત આપવા કોઇ શખસ જોખંમદાર છે એવું માનવાને અગરજો કમીશનરને કારણ મલે, તો ખુદ તેવા શખસને અથવા તેના ચાકરને પોતાંની હજુરમાં, લખીત હોકંમથી, તેડાવી મંગાવીને તેઓની પાશે કેટલી તથા કેવા કીસંમની ગાડીઓ તથા જાનવરો છે, તે વીશેની ચોકાસી કમીશનર કરી શકશે; અને તેવા દરેક શખસની ફરજ છે કે કમીશનરની આગલ હાજર થાઇને, પોતાંની જાંણ મુજબ, મજકુર બાબદને લગતી શર્તે ખરેખરી હકીકત તેને આપવી.

**ખોલાસો**—એક "કવાર્ટર" તે દર ત્રણ મહીનાની મુદતને કુહેછે, અને એક વર્ષમાં ચાર કવાર્ટર આવે છે.

---

## છાસ્ટીથી શેહેરમાં દાખલ થતી ગાડીઓ ઉપર લેવાતો કર.

૧૯૦. (૧.) **જકાતનો દર**—કલંમ ૧૮૦ મધે જણાંવેલી ગાડીઓ બાદ કરીને, છાસ્ટીથી શેહેરમાં દાખલ

થતી શર્તે ગાડીદી ઉપર કર લેવામાં આવશે, જે દરેક ગાડી દીઠ બે આના કરતાં વધુ થશે નહી.

(૨.) છાસ્ટીથી શેહેરમાં જેટલી વખત એક ગાડી દાખલ થાય, તેટલી દરેક વખતે ઉપર મુજબ કર લેવામાં આવશે.

૧૯૧. (૧.) **જકાત આપ્યા બાબદની ટીકીટ**—દરેક ગાડીનાં હાંકનારને, મજકુર કર ઉઘરાવનાર શખસ પાશેથી, તેને કર મલ્યા બાબદની એકક ટીકીટ, પોહોંચ દાખલ, માંગવાનો હક છે.

(૨.) **શેહેરમાં ગાડીઓ રાખી મેલ્યાથી ઉપજથી જોખમદારી**—ઉપલી પોહોંચની ટીકીટ મલ્યા છતાં, ગાડીવાલો લાંબી મુદત શુધી શેહેરમાં પોતાંની ગાડી રાખી મેલ્યાથી આ ધારા પ્રમાણેની જે જકાત તેને લાગુ પડશે, તેમાંથી તે કાંઇ મોકલો થશે નહી.

---

## "ટાઉન ડયુટી"ને લગતો ખોલાસો.

૧૯૨. (૧.) **કહી વસ્તુઓ ઉપર, અને શું દર મુજબ ડયુટી લેવાશે**—શેહેરમાં આયાત થતી જે વસ્તુઓ ઉપર જકાત લેતી કરી છે તેમની ટીપ, તથા તે જકાતનાં દર, આ ધારાને છેડે "શીડુલ એચ" મધે આપવામાં આવેલા ખોલાસા ઉપરથી જણાંશે.

(૨.) મજકુર જકાતને "ટાઉન ડયુટી" કરીને કેહવામાં આવે છે.

૧૯૩. **જકાતને લગતા કોઠા અથવા લીસ્ટો જાહેર જગ્યાઓ ઉપર જોવા મુકવા વીશે**—કહી કહી વસ્તુઓ ઉપર કેટલી કેટલી ટાઉન ડયુટી લેવામાં આવે છે, તેનાં કોઠા અંગ્રેજી, ગુજરાતી, મરેઠી, તથા ઉર્દુ ભાષાઓમાં છપાવીને, જે જે જગ્યાઓ ઉપર મજકુર જકાત ઉઘરાવવામાં આવે છે, તે તે જગ્યાઓનાં મુખ્ય ભાગોપર કમીશનર મ્હોંટાડવા લગાડશે.

૧૯૪. (૧) **સરકારી માલ ઉપરની જકાત માફ**—કોઇબી વસ્તુ શેહેરમાં આયાત થતી વખતે, સરકારે તે કાંમ માટે ઠેરવેલો અમલદાર અગરજો એવી કીસંમની સરટીફીકેટ આપે કે તે સરકારનો માલ છે, તો તે ઉપર ટાઉન ડયુટી લીધામાં આવશે નહી.

(૨.) **જકાત લીધેલો માલ પાછલથી જો સરકારનો થાય, તો જકાત પાછી મલે**—ટાઉન ડયુટી લેતી કરેલી કોઇબી વસ્તુ શેહેરમાં આયાત થાય, અને તેને આયાત કરનારે પોતાંની સહી સાથે જો એવો એકરાર કર્યો હોય, કે સરકારની સાથે કરેલો ચોક્કસ કનટ્રાકટ બજા લાવવા માટે, અથવા તો સરકારના ઉપયોગ શારૂં તે વસ્તુની આયાત થાઇ છે, તો આયાત થાયા પછે ૭ માસની અંદર, અગરજો મજકુર સરકારી અમલદારની એવી મતલબની સરટીફીકેટ રજુ કરવામાં આવે કે ઉપલી વસ્તુ સરકારી મતા થઇ છે, તો તે વસ્તુ ઉપર લીધેલી ડયુટી પુરેપુરી પાછી વાલવામાં આવશે.

૧૯૫. (૧.) **નીકાસ થતા માલ ઉપરની જકાત**—જયારે "ટાઉન ડયુટી" લેતી કરેલી કોઇબી વસ્તુ

શેહેરમાંથી નીકાસ કર્યામાં આવે, ત્યારે તે ઉપર લીધેલી ડયુટીની પુરેપુરી રકમ, નીચે આપેલી શરતો મુજબ, પાછી આપ્યામાં આવશે.

(૨.) **જકાત પાછી આપવાની શરતો શું છે**—"રીફંડ," એટલે જકાત પાછી આપવાની બાબદને લગતા કાનુનો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાતથી, કમીશનર વખતે વખત ઘડશે, અને તે મુજબ અમલ કર્યામાં આવશે; તોપણ તેને લગતી હાલની શરતો નીચે પ્રમાણેની ઠેરવીછે:—

(એ.) ઇમારતી લાકડાં અથવા આટો બાદ કરીને, બીજી કોઇબી વસ્તુ શેહેરમાં આયાત થાયા પછે, છ મહીનાંની અંદર જો નીકાસ કર્યામાં આવે, તોજ જકાત પાછી આપવામાં આવશે; તથા ઇમારતી લાકડાં ૧૨ મહીનાંની અંદર અગરજો નીકાસ થાય, તો લીધેલી જકાત પાછી આપ્યામાં આવશે.

(બી.) પણ આટો ગમે ત્યારે નીકાસ કર્યામાં આવે, તોપણ જે અનાજમાંથી તે બનાવ્યો હશે, તે અનાજ ઉપર લેતી કરેલી જકાતની રંકમના સેંકડે ૭૫ ટકા જેટલી ડયુટી પાછી વાલવામાં આવશે, તથા મજકુર અનાજ શેહેરમાં આયાત થાયો હતો અથવા નહી, તે વીશેનો કાંઇબી પુરાવો માંગવામાં આવશે નહી.

**ખોલાસો**—એવા પુરાવાની જરૂર થોડીજ છે, સબબ કે શેહેરની અંદર અનાજ દાખલ થાયા વીના તેનો આટો થાય કેમ તે તો દેખાઇતુંજ છે.

(સી.) માલ નીકાસ થાયા બાદ, અગરજો ૧ મહીનાની અંદર અરજી કર્યામાં આવશે, તોજ લીધેલી જકાત પાછી મલશે.

(ડી) અગરજો લીધેલી જકાત રૂ૫)ની અંદરની હશે, તો તે પાછી મલશે નહી.

(ઇ) "રીફંડ" બાબદ જે કાનુનો કમીશનર ઘડશે, તેમને સરકારની બાહાલી એટલે મંજુરીયાત મલ્યા પછેજ, અમલમાં મેલ્યામાં આવશે.

---

## વધારાની જકાત વીશે ઇશારો.

૧૯૬. **જકાતમાં વધારો કરી શકાય છે**—કોઇબી વર્ષમાં જકાતનો વધારો કરવાને જ્યારેબી કારપોરેશનની સભા ઠેરાવ કરે, ત્યારે આ ધારા મુજબ જે જે જકાતો નાખી શકાય છે, તે તે જકાતોમાં વધારો કરીને, અથવા જે જે વસ્તુઓ ઉપર "ટાઉન ડયુટી" નાખી છે, તે તે વસ્તુઓની સંખ્યામાં વધારો કરીને, જકાતો નાખવામાં આવશે; પણ જેબી વધારાની જકાતો નાખવાની અગત્ય પડશે, તેમને લગતી હદ તથા સરતો આગમજથી મુકરર કરવામાં આવશે.

---

## જકાતો કેમ ઉઘરાવવામાં આવે છે.

૧૯૭. **મીલકતની જકાત કયારે આપવી**—મીલકતને લગતી દરેક જકાત, દર છ મહીનાના બે હફતા-

આમાં, એટલે કે એપ્રીલની તથા આકટોબરની ૧ લી તારખે, આંગ ઉપર લેવામાં આવશે.

૧૯૮. (૧.) **ખાનગી તથા ભાડેની ગાડીઓ તથા જાનવરો માટેની જકાત**—ગાંડીઓ તથા જાનવરો ઉપરની જકાત દર ૩ માસે, એટલે જે એપ્રીલ, જુલાઈ, આકટોબર, તથા જાનેવારી મહીનાંઓની દર પેહેલ્લી તારીખે, ચઢા ચઢી ઉઘરાવવામાં આવશે.

(૨.) પણ પોલીસ કમીશનરના પરવાનાની રૂહે ભાડેથી ફેરવવામાં આવતી ગાડીઓના સંબંધમાં એવું ઠેરવવામાં આવ્યું છે કે, મજકુર ગાડીઓ રાખનાર અથવા ભાડે ફેરવનાર શખસે, જેટલી મુદત માટેનો લાઇસેન્સ યાને પરવાનો તેને જોઇતો હોય, તે મુદત માટેની જકાતના પૈસા, તથા પરવાનાની ફીના પૈસા, આગમજથી મ્યુનીસીપાલ આફીસ મધે ભર્યાથીજ તેને પોલીસ કમીશનર તરફથી પરવાનો આપ્યામાં આવશે.

૧૯૯. **છાસ્ટીનાં ગાડાં ઉપરની જકાત તથા ટાઉન ડયુટી કયારે આપવી**—છાસ્ટીથી શેહેરમાં દાખલ થાતી ગાડીઓ ઉપરની જકાત, તેમજ ટાઉન ડયુટી નાંમની જકાત માંગતા વારમાં આપવી જોઇશે.

૨૦૦. (૧.) **જકાત માટેનાં બીલો**—જ્યારે મીલકતને લગતી કોઇબી જકાત, અથવા ખાનગી ગાડીઓ તથા જાનવરો ઉપરની જકાત લેણી થાય, ત્યારે જકાત આપવાને જે શખસ જોખમદાર ગણાયલો હશે તેની ઉપર, જકાતને લગતું બીલ, વગર ઢીલ કરવે, કમીશનર મોકલાવશે.

(૨.) દરેક બીલ મધે, તે કહી મુદતને માટે, અથવા કહી ગાડી અથવા કહયા જાનવરને માટેની જકાતને લગતું છે તે જણાંવવામાં આવશે, તથા તેવી જકાત સાંમે અગરજો લાગતા વલગતાને અપીલ કરવી હોય તો તે કેટલી મુદતની અંદર કરવી જોઇએ, તે વીશેની ખબર પણ તેમાંજ આપ્યામાં આવશે.

૨૦૧. (૧.) **એક બીલ, અથવા જુદાં જુદાં બીલો કરવા વીશે**—મીલકતને લગતી ત્રંણુડે જાતની જકાતો, અથવા તેમાંની કોઇબી એક અથવા વધુ જકાતો, અગરજો એકજ જગ્યાને લગતી હશે, અને એકજ ધણી ઉપર લેણી નીકલતી હશે, તો એકજ બીલ મધે શર્વે દાખલ કરીને, એક્કી રકંમે વસુલ કરી લીધામાં આવશે; અને તેમ કર્યા છતાંબી, અગરજો તેજ મીલકતને લગતી જકાતો વધારવાની જરૂર પડે, તો તેમ વધારેલી જકાતો સંબંધી તેવા ધણીની જોખમદારી કોઇબી રીતે ઓછી થાયલી ગણાંશે નહી.

(૨.) અગરજો એક કરતાં વધારે મીલકતો માટેની જકાતો એકજ ધણી ઉપર લેણી નીકલતી હશે, તો તેવી જુદી જુદી મીલકતો માટેની જકાતો એકજ બીલમાં નાંખવી, યા તે શખસના નામનાં જુદાં જુદાં બીલો કરવાં તે કમીશાનરની ખુદ મરજી ઉપર છે; પણ અગરજો તે શખસ કમીશાનર ઉપર લખીત નોટીસ મોકલીને પોતાંને જુદાં જુદાં બીલો મોકલવાની માગણી કરશે, તો તેની અર્જ કમીશાનર બાહાલ રાખશે.

૨૦૨. (૧.) **ઉઘરાણી કરવા માટેની નોટીસ**—જે શખસની આગલ જકાતને લગતું બીલ

હાજર અથવા રજુ કર્યું હોય, તો તે રજુ કર્યાના દીવશથી દીન ૧૫ ની અંદર મ્યુનીસીપાલ આફીસ મધે તેનાં નાણાં જો તે નહી ભરશે, તો આ ધારાના છેડે "શીડુલ આઇ" મધે આપેલા નમુના મુજબની નાણાંની ઉઘરાણી કરનારી નોટીસ તેને કમીશનર પુઆડશે.

(૨.) એવી દરેક નોટીસ માટે કમીશનર ઠેરવે તેટલી ફી તે શખસને આપવી પડશે, કે જે વધુમાં વધુ રૂ૧) સુધીની થાશે; અને બીલના નાણાં વસુલ કરવાને લગતા ખર્ચમાં મજકુર ફી પણ ઉમેરવામાં આવશે.

૨૦૩. **ટાંચ વીશેનો ખોલાસો**—પોતાંને નોટીસ મલ્યા પછે ૧૫ દીવશની અંદર, અગરજો જકાત આપવાને જોખમદાર ઠરેલો શખસ લેણી નીકલતી રકંમ નહી આપશે, અથવા તે નહી આપવા બાબેનું કમીશનરની ખાત્રી થાય તેવું કારંણ નહી બતાવશે, અથવા મજકુર જકાતની સાંમે આ ધારામાં આગલ જણાવ્યા મુજબ અપીલ જો તેણે નહી કરી હશે, તો પોતાની સહી સાથેનું વારંટ કમીશનર કાઢીને, કસુર કરનાર શખસના સામાંન ઉપર ટાંચ મારશે, તથા તેનું વેચાંણ કરાવીને મજકુર જકાતનાં નાણાં, તે વસુલ કરવાને લગતો શર્વે ખર્ચ સીકે, વસુલ કરી શકશે; અને જે જગ્યા બાબદની જકાત લેણી નીકલતી હોય, તે જગ્યામાં અગરજો કસુર કરનાર પોતે વસ્તો હશે, તો ત્યાં જેબી સામાંન મલી આવે તેની ઉપર ટાંચ મારીને કમીશનર તે વેચી શકશે.

૨૦૪. **જયાંબી માલ મલી આવે ત્યાં ટાંચ મરાશે**—જે શખસની ઉપર કોઇબી જાતની જકાત

માટેનાં નાણાં નીકલતાં હોય, અને તે શારૂં તેની ઉપર વારંટ નીકલ્યું હોય, તો જ્યાંબી તેનો માલ મલી આવે ત્યાં તેપર ટાંચ મરાશે.

૨૦૫. **માલની ટીપ, તથા તે વેચી નાખવા વીશેની નોટીસ**—ટાંચને લગતું વારંટ બજાવવાનું કાંમ જે અમલદારને સોંપવામાં આવ્યું હોય, તેણે મજકુર વારંટની રૂહે ટાંચ મારેલા માલની એક ટીપ તુરત બનાવી કાઢવી; અને ટાંચની વખતે જેના કબજામાંથી માલ મલી આવ્યો હશે, તે શખસને, તેજ વેલા, આ ધારાને છેડે "શીડુલ કે" મધે આપેલા નમુના મુજબની લખીત નોટીસ આપવી કે, તેમાં લખ્યા પ્રમાંણે મજકુર માલ વેચી નાખવામાં આવશે.

૨૦૬. (૧.) **માલનુ વેચાંણ**—કમીશનર જો પોતાનું વારંટ મુલ્તવી નહી રાખે, અથવા તે સદંતર કાઢી નહી નાખે, તો પછે જપત કરેલો માલ, નોટીસમાં લખેલી મુદત બાદ, તેના હોકમથી વેચી નાખીને, તેની ઉપજમાંથી લેણી રકંમ તે વસુલ કરી લેશે.

(૨.) તેમ કરતાં જો કાંઇ નાણાં વધે, તો તે મ્યુનીસીપાલ ફંડ ખાતે જમે કર્યામાં આવશે; પણ જેના કબજામાંથી માલ જપત કર્યો હોય, તે શખસ જો વેચાંણની તારીખથી એક વર્ષની અંદર લખીત અરજી કમીશનરને કરશે, તો વધેલાં નાણાં તેને પાછાં મલશે; નહી તો તે કારપોરેશનની મતા થશે.

૨૦૭. **ટાંચને લગતી ફી**—ટાંચ શારૂં કેટલી ફી લેવી તે વીશેનો ખોલાસો આ ધારાને છેડે આપેલા "શીડુલ એલ" મધે આપ્યો છે.

૨૦૮. **અર્ચ મુકી દેવાય છે**—અર્ચને લગતી બધી ફી અથવા તેનો કોઇબી ભાગ મુકી દેવાનુ કમીશનરની મરજી ઉપર છે.

૨૦૯. (૧.) **જકાત માટે વસનારની જોખમદારી**—જકાતના પૈસા આપવા માટે મુખ્ય જોખમદાર શખસને બીલ દેખાડયા છતાં તે જો પગાર નહી કરશે, તથા જે મીલકત બાબેનું બીલ હોય તેમાં તે વખતે મજકુર શખસ વસ્તો નહી હશે, તો કમીશનરે તે જગ્યામાં વસનારને બીલ આપવું; અને જો એક કરતાં વધારે વસનારાઓ હોય, તો દરેક જણ જેટલું ભાડું આપતો હશે તેનાં પ્રમાણ પ્રમાંણે દરેકને બીલ આપવું.

(૨.) વસનાર અથવા વસનારાઓને બીલ અથવા બીલે દેખાડયા પછે અગરજો ૧૫ દીવશની અંદર તે પગાર નહી કરે, તો તેના નાણાં પાછલી કલમો મુજબ વસુલ કર્યામાં આવશે.

(૩.) કોઇબી વસનાર ઉપર મીલકતને લગતી જકાત એક વર્ષ કરતાં વધુ મુદત શુધી લેણી નીકલતી હોય, અથવા જે જગ્યા તથા મુદતને માટેની તે જકાત હશે, તે મુદતની અંદર તે જગ્યામાં મજકુર શખસ વસ્યો નહી હોય, તો તેવી ચઢેલી જકાત વસુલ કરવી નહી.

(૪) વસનાર પાસેથી જે જકાત વસુલ કરી લીધ હોય, તે મુખ્ય જોખમદાર શખસ પાશેથી હસાબમાં મજરે લેવાનો વસનારને હક છે.

૨૧૦. (૧) **શેહેર છોડી જનારાઓ વીશે લેવાતો ઈલાજ**—અગરજો કમીશનરને એવું માલમ

પડે કે, એક શખસ જેની ઉપર મીલકતને અથવા ગાડી તથા જાનવરોને લગતી જકાત લેણી નીકલે છે, અથવા ચાલુ ૩ માસ પુરા થાતાં ગાડી તથા જાનવરોને લગતી જકાત લેણી નીકલશે, તે એકદંમ શેહેર છોડીને બાહેર જનાર છે, તો લેણી નીકલતી અથવા હવે પછે નીકલનાર રકંમનું બીલ તેવા શખસ ઉપર એકદંમ મોકલીને, તે તુરત પગાર કરવાને કમીશનર તેને ફરમાવી શકશે.

(૨.) બીલ રજુ કર્યા બાદ જો મજકુર શખસ તે તુરત પગાર નહી કરશે, તો તેના સામાંન ઉપર ટાંચ મારી તે વેચી નાખવાને લગતું કમીશનરનું વારંટ, વગર ઢીલ કરવે, બજાવવામાં આવશે; પંણ નાણાં ભરવાને શારૂં તેવા શખસ ઉપર આગમજથી રાખેતાની નોટીસ કર્યામાં આવશે નહી.

૨૧૧. **જકાત નહી આપનારાઓ ઉપરની ફર્યાદી**—સામાનપર ટાંચ મારી તેનુ વેચાંણ કરવાને બદલે, અથવા ટાંચ માર્યા પછે તેથી કાંઇ નહી વલે તો, જકાતની લેણી નીકલતી રકંમ દીવાની કોર્ટમાં ફર્યાદી માંડીને પણ વસુલ કરી શકાય છે.

૨૧૨. **જકાત માટે ખુદ મીલકતની ઉપર દાવો**—કોઇબી ઇમારત અથવા જગ્યા ઉપર, જમીનની મેહસુલ બાબે, પેહેલ્લો હક સરકારનો છે; તે બાદ, મીલકતને લગતી જકાત બાબે, તે ઇમારત અથવા જગ્યા ઉપર, તેમજ તે ઇમારતની અંદર તથા જગ્યાની ઉપર જે કાંઇ સર સામાંન મલી આવે તેપર મ્યુનીસીપાલીટીનો હક પુગે

છે; પણ તે મર સામન, જે શખ્સની ઉપર ખીલના નાણાં નીકલતાં હોય તેના પોતાનો હોવો જોઇએ.

૨૧૩. **છાસ્ટીની ગાડીઓ ઉપરનો કર તથા ટાઉન ડ્યુટી કેમ ઉઘરાવવામાં આવે છે**—છાસ્ટીથી શેહેરમાં દાખલ થતી ગાડીઓ ઉપરનો કર,

(એ.) કમીશનરે ઠેરવેલા અમલદારોએ વસુલ કરવો, અથવા

(બી.) કમીશનરને વાજબી લાગે, તો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીથી, તેનો મકતો દરેક વખતે એક વર્ષ સુધીનોજ કોઇને આપવો.

૨૧૪. (૧.) **કર નહી આપે તો શું ઉપાય લેવો**—છાસ્ટીથી શેહેરમાં આવતી ગાડીઓ ઉપરનો કર માંગતા વારમાં જો નહી આપ્યામાં આવે તો

(એ.) કર વસુલ કરનારે, કરના પૈસા આપવાને પુરતો જણાય તેટલી કીંમતનો ગાડીમાંનો માલ જપત કરવો, અથવા

(બી.) જો ગાડી ખાલી હોય, અથવા કરના પૈસા અપ.ય તેટલો માલ તેમાં નહી હોય, તો ખુદ ગાડીનેજ જપત કરવી.

(૨.) જપતી કર્યા બાદ, અગરજો ૨૪ કલાકની અંદર, કરના પૈસા તથા જપતીનો ખર્ચ આપ્યામાં નહી આવે, તો તે કમીશનરને જાણ કર્યાથી, જપત કરેલો માલ જપતી પછે ૩ દીવશની અંદર જાહેર લીલાઉથી વેચી

નાખવામાં આવશે એવી મતલબની એક જાહેર ખબર કમીશનરે તુરત પ્રગટ કરવી.

(૩.) લીલાઉં શરૂ થવાની આગમજ, જે શખસના કબજામાંથી માલ જપત કર્યો હોય, તે જો કરના દુપ્પટ પૈસા તથા થાયલો શર્વે ખર્ચ કમીશનરને આપી દેશે, તો જપત કરેલો માલ કમીશનર તુરત છોડી દેશે.

(૪.) અગરજો કરના પૈસા આપવામાં નહી આવશે, તો જપત કરેલો માલ જાહેર લીલાઉંથી વેચી નાખીને, કરના પૈસા તથા શર્વે ખર્ચ વસુલ કરવામાં આવશે, અને જો કાંઇબી બાકી રેહે તો તે મ્યુનીસીપાલ ફંડ ખાતે જમે થશે; પંણ જેના કબજામાંથી માલ જપત કર્યો હશે તે શખસ વેચાંણના દીવશથી એક વર્ષની અંદર જો કમીશનરને લખીત અરજી કરીને મજકુર બાકી ઉપર પોતાનો દાવો કરે, તો તેને સ્વાધીન તે કર્યામાં આવશે; તેમ જો તે ન કરે, તો મુદત વીત્યા બાદ તે કારપોરેશનની મતા ગણાંશે.

---

## આકણી તથા જકાત સાંમેની અપીલો કેમ કરવી.

૨૧૭. (૧.) **અપીલ ક્યારે અને કોણને કરવી**—આ ધારા મુજબ ઠરવેલી આંકણી અથવા જકાત સાંમેની અપીલો, નીચે જણાવેલા બંદોબસ્તોને અનુસરીને, સ્માલ કાઝ કોર્ટના વડા જજને કરવી, જે તેમનો નીવેડો લાવશે:—

(એ) ફર્યાદનુ કારણ મલ્યા પછે ૧૫ દીવશની અંદર જો અપીલ કરી હોય તોજ મજકુર જજ તે સાંભળશે.

(બી) આંકણી સાંમે અપીલ કરવી હોય, તો ૧૬૩ મી કલંમ મુજબ કમીશનરને પેહેલ્લાં ફર્યાદ કરીને, તેનો નીવેડો તે લાવે તે દીનથી ૧૫ દીવશની અંદર અપીલ કરવી.

(સી) ૧૬૭ મી કલંમ મુજબ, જકાતના ચોપડામાં કરેલા સુધારા સામે અપીલ કરવી હોય તો, નારાજ થાયલા શખસને સુધારો કર્યા માટેની નોટીસ મલ્યા બાદ, અને તેની ફર્યાદનો નીવેડો કમીશનરની તરફથી થાયા બાદ, દીન ૧૫ ની અંદર અપીલ કરવી.

(ડી) કોઇબી જકાત અથવા આંકણી સાંમે અપીલ કરવી હોય, અને તે આંકણી મુજબનું બીલ આવ્યું હોય, તો અપીલ કરવા ચાહુનારે તેવા બીલની રકંમ કમીશનરની પાશે "ડીપાઝીટ" એટલે અનામત મેલીને, તે દીનથી ૧૫ દીવશની અંદર અપીલ કરવી.

૨૧૯. (૧.) **કેવી આંકણી અથવા જકાત કાયમ સમજવી**—જે આંકણી સામે ફર્યાદ થાઇ નહી હશે, તે શેવટની ગણાંશે. જે જકાત સામે અપીલ થાઇ નહી હશે, તેની રકમ શેવટની મુકરર થાયલી ગણાંશે. તથા જો અપીલ થાઇ હોય, તો તે ઉપરનો મજકુર વડા જજનો ચુકાદો શેવટનો ગણાંશે.

(૨.) વડા જજના ચુકાદા મુજબ ચાલવા કમીશનર બંધાયલો છે.

# બાબ ૯ મો.

## ગટરો, તથા તેમને લગતાં બાંધકાંમોનો ખોલાસો.

૨૨૨. (૧.) **ગટરો કરવાને કમીશનરને સત્તા**—શેહેરની અંદર અથવા બાહેર, કોઇબી જગ્યા અથવા મોહોલ્લામાંથી અથવા તેની નીચેથી, અથવા જે જગ્યા અથવા મોહોલ્લાની નીચે ભોંયરાં આવ્યાં હશે તો તેમની નીચેથી, મ્યુનીસીપાલ ગટર કરવા અથવા લઇ જવાને કમીશનરને સતા છે; પંણ તેમ કરવા આગમજ, તે જગ્યાના માલેક અથવા તેમાં વસનારને, વાજબી લાગે તેટલા વખતની નોટીસ, તેણે આપવી જોઇએ.

(૩.) ઉપલી સત્તા વાપરતાં, બનતાં શુધી થોડી નુકસાની ઉપજે તેમ કરવું; અને જે શખસને નુકસાંન પુગે તેન કમીશનરે તેનો બદલો આપવો.

૨૨૩. (૧.) **ગટરો ઉપર મકાંનો**—કમીશનરની લખીત પરવાનગી વગર, મ્યુનીસીપાલ ગટરની ઉપર, કોઇએબી નવી ઇમારત, અથવા દેવલ અથવા બીજું બાંધકાંમ, અથવા રસ્તો, અથવા રેલવે, બાંધવાં નહી.

☞ **સજા**—જે કોઇ બાંધશે તેને વધુમાં વધુ રૂ૧૦૦ શુધીનો દંડ થશે, તથા સજા થાયા પછે, જો તે શખસ ગુનોહ કરવાનુ ચાલુજ રાખે, તો દરરોજનો રૂ૧૦) શુધીનો દંડ આપવાને તે લાયકનો થાશે.

(૨.) ગટર ઉપર કોઇ શખસ બાંધકામ કરશે, તો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાત મેળવીને, કમીશનર તે કાઢી નાખશે, અથવા તે વીશે બીજા ઘટતા ઉપાયો લેશે, અને તે બાબેના શર્વે ખરચ તકસીરવારને માંથે પડશે.

૨૨૬. (૧.) **ખાનગી મકાનોની ગટરની સંભાળ**—કોઇબી મોહોલ્લામાંની ગટર, (પછે તે મ્યુનીસીપાલીટીના અથવા બીજા ધણીના ખરચે બાંધી હોય,) પણ જેનો ચાલુ ઉપયોગ તે મોહોલ્લાને લાગીને યા તેની નજીક આવેલા ચોક્કસ મકાનનાંજ લોક કરતાં હશે, તો તેવા મકાનના માલેક અથવા વસનારે મજકુર ગટરની સંભાલ લેવી, વખતે વખત તેને દરૂસ્ત કરાવવી, તથા સાફ રખાવવી જોઇએ.

(૨.) એવી ગટર દરૂસ્ત કરાવવા તથા સાફ રખાવવા, અથવા તે વીશે કોઇ બીજો રસ્તો લેવા શારૂં, તેવા મકાનના માલેક અથવા વસનાર ઉપર લખીત નોટીસ કમીશનર મોકલી શકે.

☞ **સજા**—ફરમાવ્યા મુજબ કાંમ નહી કરનારને રૂ૫૦ શુધીનો દંડ થશે; ગુનાહ ચાલુ રેહે તો દરરોજનો રૂ૫) શુધીનો દંડ થાશે.

---

## ખાનગી મોહોલ્લા તથા મકાનોની ગટરો વીશે.

૨૨૭. **મ્યુનીસીપાલ ગટરો સાથે, ખાનગી મોહોલ્લાની ગટરોનું જોડાંણ**—ખાનગી મોહો-

લ્લાના માલેકને પોતાની ગટરનું જોડાંણ, મ્યુનીસીપાલ ગટર સાથે કરવાનો હક છે, તેની શરતો નીચે મુજબછે;

(એ.) એવી ગટરનુ બાંધકાંમ શરૂ કર્યા આગમજ મોહોલ્લાના માલેકે, કોઇ પરવાનો ધરાવનાર સરવેયરની સહી સાથેનો મોહોલ્લાનો પ્લાન કમીશનર આગલ રજુ કરવો; તે મધે બાંધવા ધારેલી ગટરની જગ્યા, તેનો માર્ગ, લંબાઇ પોહલાઇ, તથા કમીશનર માંગે તેવી બીજી શર્વે વીગતો આપવી, અને કમીશનરની લખીત પસંદગી વગર, અથવા તેના હોકંમથી ઉલટા ચાલીને ગટરનું કાંમ ચલાવવું નહી.

(બી) ખાનગી મોહોલ્લાની ઉપલી ગટર તે મોહોલ્લાના માલેકને ખરચે, સ્ટાન્ડીંગ કમીટીની પસંદગીથી કમીશનર ફરમાવે તેટલીજ લંબાઇ પોહલાઈ તથા પ્રકારની તથા અસબાબથી બાંધવી જોઇએ, અને મ્યુનીસીપાલ ગટર સાથેનું તેનું જોડાંણ તેના હોકંમ મુજબનુંજ કરવું જોઇએ.

(સી.) ગટરનો કોઇ ભાગ જાહેર રસ્તાની અથવા મ્યુનીસીપાલીટીની જગ્યાની નજદીકીમાં આવ્યો હશે, તો તેટલો ભાગ કમીશનરને દરૂસ્ત દેખાય તો તે પોતે બાંધીને તેનો ખર્ચ મોહોલ્લાના માલેક પાસેથી લેશે.

૨૨૮. **ગટરનુ જોડાંણ કરવા ઘરધણીનો હક**—કોઇબી મકાનના માલેક અથવા વસનારને પોતાની ગટરનું પાણી મ્યુનીસીપાલ ગટરમાં લઇ જવાનો હક છે; પણ તેમ કર્યા આગમજ, તેણે કમીશનરની લખીત રજા મેલવવી જોઇએ, અને કેવી રીતથી તથા કેવા ઉપરીપણાં હેટલ તેમ કરવું, તેને લગતી કમીશનરે ઠેરવેલી શરતો મુજબ તેને ચાલવું જોઇએ.

૨૨૯. **મજકુર જોડાંણ કેવી રીતે થાય છે**—અગરજો કોઇ શખસ ઉપલી બે કલંમોથી ઉલટો ચાલીને, પોતાની અથવા કોઇ બીજાની ગટરનુ જોડાંણ મ્યુનીસીપાલ ગટર સાથે કરશે અથવા કરાવશે, તો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાત મેલવીને તે ગટર બંધ કરવા; તોડી નાખવા, તેમાં ફેરફાર કરવા, અથવા નવેસરથી બાંધવાને કમીશનરને સત્તા છે; અને જે શખસના ફાયદા શારૂં જોડાંણ કરવાનુ હશે તેની પાશેથી તેના શર્ચે ખરચ ભરી લેવામાં આવશે.

☞ **સજા**—આ કલંમ તોડનારને રૂ૧૦૦ શુધીનો દંડ, તથા ગુનોહ ચાલુ રેહે તેટલાં દરરોજનો રૂ૧૦ શુધીનો દંડ થશે.

૨૩૦. **બીજા શખસની જમીનમાંથી પોતાની ગટર લઈ જવાનો ઘરધણીના હક વીશે ખોલાસો**—અગરજો કમીશનરને એવું દેખાય કે એક મકાનના માલેક અથવા વસનારનો પોતાની ગટરનુ પાણી મ્યુનીસીપાલ ગટરમાં લઇ જવાનો એકલો ઉપાય અથવા શર્વેથી સગવડ પડતો ઇલાજ એજ છે કે કોઇ તરાહેત શખસની જગ્યામાંથી તેણે ગટર લઇ જવી, તો તેમ કરવા દેવા તેવા શખસની કાંઇબી હરકત હોય તો તે પોતાને જણાંવવા શારૂં કમીશનર તેને તક આપશે, અને જો હરકત નહી હોય, અથવા લેવાયલી હરકત નકામી તથા અપુરતી માલંમ પડે, તો તે રદ કરીને મજકુર તરાહેત શખસની જગ્યામાંથી કમીશનરને દરસ્ત લાગે તેવી રીતે ગટર લઇ જવાની લખીત સત્તા તે ગટર બાંધનારને આપી શકશે.

(૨.) કમીશનરની સહી સાથેનો એવો હોકંમ મેલવનારને અથવા તેના એજંટને સત્તા છે કે પેલી જગ્યાના માલેકને આગમજથી લખીત નોટીસ આપીને, સુરજ ઉગે ત્યારથી તે આથમે ત્યાં શુધી કોઇબી વખતે, મજકુર કાંમ બજાવવા માટે કામદારોને લઇને તેની જગ્યામાં દાખલ થાય.

(૩.) તરાહેત શખસની જગ્યા ઉપર બાંધેલી ગટરની બદલે ત્યાંજ નવી ગટર બાંધવી હોય, અથવા જુનીનેજ દરૂસ્ત કરવી હોય, તો ઉપર મુજબજ નોટીસ આપી, ઉપલાજ વખતની અંદર, કાંમદારોને મોકલવાને અથવા સાથે લઇ જવાનો ગટર બાંધનારને હક છે.

(૪.) એ મુજબ કાંમ કરતાં બનતાં શુધી થોડી નુકસાની કરવી, અને જે ઘરધાણીના લાભ શારૂં તે કાંમ થતું હશે, તેણે બનતી ઉતાવલે તે પુરૂં કરી નાખવું.

(બી.) મજકુર કાંમ ચલાવતાં જે જમીન ખોદવી પડે, અથવા ઇમારતનો કોઇ ભાગ તોડવો પડે, તો ગટર બાંધનારે બનતી ઉતાવલે અને પોતાને ખર્ચે તે જમીન પુરી નાખવી અને તેવો તોડેલો ભાગ પાછો બાંધી આપવો, અને આગલ જેમ બનું હતું તે માફકજ કરી આપવું.

(સી.) તેમજ ઉપલું કામ કરતાં કોઇને કાંઇ નુકસાન પુગે, તો તેનો બદલો પણ ગટર બાંધનારે વાલી આપવો.

(૫.) એક શખસની ખાલી જગ્યા ઉપરથી મજકુર ગટર લઇ જવામાં આવી હશે, અને તેજ જગ્યા ઉપર તેના માલેકને પાછલથી કોઇ ઇમારત બાંધવાની મરજી

થાય, તો ગટર બાંધનાર ઉપર કમીશનર નોટીસ મોકલીને એવું ફરમાવશે કે, તેણે તે ગટર બંધ કરવી અથવા સ્ટાન્ડીંગ કમીટી મંજુર રાખે તેવી રીતે કોઇ બીજે ઠેકાંણે તે લઇ જવી, અને ગટર બાંધેલી જગ્યામાં જાંણે આગલ ગટર હતીજ નહી તેવી રીતે તેમાં ભરણી કરી તે સુધારી આપવી; પંણ ગટર બંધ કરવાથીજ ધારેલી ઇમારત બાંધી શકાય, અથવા વગર જોખમે તેનો ભોગવટો થાઇ શકે એવું જો સ્ટાન્ડીંગ કમીટીના વીચારમાં આવે, તોજ ગટર બાંધનારની ઉપર નોટીસ મોકલી ઉપલો હોકંમ કર્યામાં આવશે.

૨૩૧. **ગટર વગરની જગ્યાના માલેકને ગટર કરવા કમીશનર ફરજ પાડી શકે**—અગરજો કમીશનરને એવું દેખાય કે એક જગ્યાને રીતસરની ગટર નથી, અને તે જગ્યાના કોઇબી ભાગથી મ્યુનીસીપાલ ગટર ૧૦૦ ફીટ કરતાં વધારે દુર નથી, તો તેવી જગ્યાના માલેક અથવા વસનાર ઉપર નોટીસ મોકલીને તે ફરમાંવી શકે જે—

(એ) કમીશનરને જરૂર જોગ લાગે તેવા અસબાબની તથા લંબાઇ પોહલાઇ, તરેહ, સપાટી, તથા ઢેલાવની એક ગટર તેણે બાંધવી, અને મજકુર મ્યુનીસીપાલ ગટર મધે તેનું પાણી આવે તેમ કરવું.

(બી) તેની જગ્યામાંથી ગટરનું પાણી બાહેર લઇ જવાને તથા ગટર સાફ રાખવાને લગતા ઓજારો તથા અસબાબ કમીશનરને જેબી જરૂરનો લાગે તે શર્તે તે શાખસે પુરા પાડવા, તથા

(સી.) તે જગ્યા ઉપર ગટર જેવું કાંઇ હસ્તીમાં હોય, અને તે જો તંદરોસ્તીને નુકસાન કરનારૂં હશે તો તે દુર કરવું અથવા કાઢી નાખવું.

☞ **સજા**—એ કલંમ તોડનારને રૂ૫૦ શુધીનો દંડ, તથા ચાલું ગુનાહ માટે દરરોજનો રૂ૫) શુધીનો દંડ થશે.

૨૩૨. (૧) **મજકુર કલંમનો વધુ ખોલાસો**—જે જગ્યાને કારગત ગટર નહી હશે, અને ત્યાંથી મ્યુનીસીપાલ ગટર ૧૦૦ ફીટની અંદર આવેલી નહી હશે, તો તેના માલેક અથવા વસનારને નોટીસ મારફતે કમીશનર ફરમાવી શકે, જે એક ગટર કરીને તેનુ પાણી એક ઢાંકેલી ટાંકીમાં લઇ જવું.

☞ **સજા**—રૂ૫૦ શુધીના દંડની, દરરોજનો દંડ રૂ૫) શુધીનો.

(૨.) એવી ગટર, અને જો ટાંકી આગલ નહી હોય તો ટાંકી, કમીશનરને જરૂર જોગ દેખાય તેવા અસબાબની, તથા લંબાઇ પોહલાઇ, તરેહ, સપાટી, તથા ઢેલાવની થવી જોઇએ.

૨૩૩. (૧) **હેયાત ખાનગી ગટરો વીશે**—મ્યુનીસીપાલ ગટર સાથે જોડાંણ કરેલી ખાનગી જગ્યાની ગટર રીતસરની અને બીજી બધી વાતે વાંધા વગરનીબી હશે, પંણ શેહેરને લાગુ કરેલી ગટરની સામાન્ય એટલે સાધારણ રીતને તે અગરજો બંધ બેસ્તી નહી લાગે, તો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાતથી કમીશનર મજકુર ગટર બંધ પાડે અથવા તોડી નાંખે, તેમજ હોકંમ કરે કે, તે

ફરમાવે તે તારીખથી મજકુર ગટર ફકત ગંધકી, નરક, તથા નાપાક પાણી શારૂંજ વાપરે, અને તે જગ્યાના ધણી અથવા વસનારને નોટીસ મારફતે કમીશનર ફરમાવે, કે તેણે વરસાદના તથા સાફ પાણી માટે નવી તથા તદ્દન જુદી ગટર બાંધવી, અને ગંધકી તથા નરકને માટે એક તદ્દન જુદીજ ગટર કરવી.

☞ **સજા**—રૂ૫૦ શુધીના દંડની; દરરોજનો દંડ રૂ૫) શુધીનો.

(૨.) જુની ગટરને બદલે અગરજો કમીશનર બીજી ગટર બાંધી આપવાની શરત કરે, તોજ જુનીને તે બંધ કરી શકે અથવા કાઢી નાખે, અને મજકુર ગટર બાંધવાનો ખર્ચ કમીશનર પોતે આપે.

૨૩૪. **(૧) ગટર વગરની નવી ઈમારતો**—કોઇબી ઇમારત નવી બાંધવાનું, અથવા ફરીથી બાંધવાનું, અથવા નવી અથવા ફરીથી બાંધેલી ઇમારતમાં જઇ વશવાનું કાંમ કાયદાસરનું ગણાંશે નહી, જ્યાં શુધી કે કમીશનરને દરૂરત દેખાય તેવા અસબાબની, તથા તેટલી લંબાઇ પોહળાઈ, તરેહ, સપાટી, તથા ઢેલાવની ગટર તે ઇમારતને લગતી બાંધવામાં નહી આવે.

☞ **સજા**—જે ધણી ગટર કર્યા વગર ઇમારત બાંધે તેને રૂ૫૦૦ શુધીના દંડની શીક્ષા થાશે.

(૨.) મજકુર ઇમારતથી ૧૦૦ ફીટની અંદર મ્યુનીસીપાલ ગટર આવી હશે, તો તેની સાથે તે ઇમારતની ગટરનું જોડાંણ કરવું; પણ અગરજો તેટલે તફાવતે

આવી નહી હોય, તો મજકુર ગટરનું પાંણી કમીશનર ફરમાવે તેવી ટાંકીમાં લઇ જવું.

૨૩૫. **ગટર અથવા ટાંકીમાં નરક**—ઉપર જણાંવેલી ગટરો અથવા ટાંકીઓમાં, કમીશનરની પરવાનગી વગર, કોઇબી શખસે નરક નાખવું, અથવા નખાવવું નહી.

☞ જે કોઇ તેમ કરશે તેને રૂ૧૦૦ સુધીનો દંડ થશે.

૨૩૬. **બાગમાં વપરાતી ગટરો**—મ્યુનીસીપાલ ગટર સાથે જોડાંણ કરેલી ગટરનો માલેક પોતાની ગટરનો ઉપયોગ બીજાંઓને કરવા દેવાને, અથવા તેમને પોતાંની સાથે તેના જોડીયા માલેક કરવાને બંધાયલો છે, તે વીશે ૨૩૪ મી કલંમ મધે ખોલાસો કર્યો છે.

☞ **સજા**—રૂ૫૦ સુધીનો દંડ, તથા દરરોજનો દંડ રૂ૫) સુધીનો.

૨૩૭. **તરાહેત શખસને માલેકની ગટરમાં લાભ કેમ મલે છે**—તરાહેત શખસની ગટરમાંથી, પોતાંની ગટર લઇ જઇને, મ્યુનીસીપાલ ગટર સાથે જોડાંણ કરવા અગરજો કોઇ શખસ ચાહે, તો તરાહેત શખસ સાથે તેની ગટર પોતાંને વાપરવા દેવાને તેણે ખાનગી બંદોબસ્ત કરવો; તેમ જો નહી થાય, તો તેવી ગટર પોતાંને વાપરવાનો હક મેલવવાને, અથવા તેના જોડીયા માલેક પોતાને ઠેરવવાને કમીશનરને તેણે અરજી કરવી.

૨૩૮. (૧.) **તે ઉપરથી કમીશનરે શું કરવું**—એવી અરજી મલ્યા બાદ, તરાહેત શખસને તેની હરકત જણાંવવા માટે કમીશનર તક આપશે; અને તે જો હરકત નહી લે તો તેની ગટર વાપરવા અથવા તેનો જોડીયો માલેક ઠેરવવાની સત્તા, અરજદારને લખીત હોકંમથી કમીશનર આપશે, તથા ગટરનું ભાડું અથવા તે માટેનો કાંઇબી બદલો તરાહેત શખસને આપવા બાબે, તેમજ તે જોડીયા માલેકીની ગટરની સંભાલ લેવા, તથા તેને દરૂસ્ત કરાવવા, તથા સાફ સુફ રખાવવા વીશેની દરેકની શું શું જોખંમદારી, છે તે શર્વે વીગતો કમીશનર નક્કી કરી આપશે.

(૨.) એવો હોકંમ મેલવનારને અથવા તેના એજંટને સત્તા છે, કે સાંભિવાલાને આગમજથી નોટીસ આપીને, સુરજ ઉગે ત્યારથી તે આથમે ત્યાં શુધીનાં કોઇબી વખતે કાંમદારો સાથે તરાહેત શખસની જગ્યા ઉપર જઇ બંધે ગટરોના જોડાંણને લગતું કાંમ કરે, અથવા મજકુર ગટરને દરૂસ્ત અથવા સાફ કરવાનું હોય, તો તે પણ કરે.

૨૪૦. **મકાનોની નીચેની ગટરો**—કમીશનરની લખીત પરવાનગી તથા સ્ટાન્ડીંગ કમીટી મુકરર કરે તેવી સરતો શીવાય, મકાનના કોઇબી ભાગની નીચેથી કોઇએબી ગટર બાંધવી નહી.

☞ **સજા**—આ કલંમ તોડનારને રૂ૨૦૦ શુધીનો દંડ થશે.

૨૪૧. **કેવી જગ્યાપર ટાંકીઓ કરવી**—જે મકાન માણસો વાપરતાં હોય, અથવા વાપરવાનો ઇરાદો રાખ્યો હોય, અથવા જેમાં કોઇબી કારખાના,

ઘંધા, **અથવા** રોજગારનાં કાંમમાં માણસો લાગેલાં હોય, **અથવા તેમ** લગાડવાનો ઇરાદો રાખ્યો હોય, તેના કોઇબી ભાગની નીચે કોઇએ ટાંકી કરવી નહી; તેમજ કુવો, ઝરો, અથવા તલાવથી ૨૦ ફીટની અંદર આવેલી જગ્યામાં ટાંકી બાંધવી નહી; તથા કમીશનરની લખીત પરવાનગી વગર, કોઇ પણ હોજ, પાણીના નલ, અથવા બાંધકાંમ, કે જ્યાંથી માણસના વપરાસ માટે પાણી જતું હોય, અથવા જ્યાં સોડા વાટર વગેરે પીવન બનાવવાનું કારખાનું આવ્યું હોય, ત્યાંથી ૨૦ ફીટની અંદર કોઇએ ટાંકી બાંધવી નહી.

☞ **સજા**—આ કલંમ તોડનારને રૂ૨૦૦ શુધીના દંડ થશે.

૨૪૨. **ગટરોની માલેકી**—પ્રજાની જગ્યા ઉપર મ્યુનીસીપાલીટીને ખર્ચે બાંધેલી શર્વે ગટરો, હવાના સ્થંભો, નલો, તથા તેમને લગતો બધો સામાન, તથા જડીત ઓજારો, વગેરે કારપોરેશનની મતા ગણાશે.

૨૪૩. **ગટરો તથા ટાંકીઓના ઢાંકણ**—કોઇબી ગટર અથવા ટાંકીને બરોબર રીતે ઢાંકવા તથા હવાની આવજાવનો રસ્તો મેલવા તેના માલેકને નોટીસ મારફતે કમીશનર અગર ફરમાવે તો તેણે તેમ કરવું જોઇએ.

☞ **સજા**—રૂ૫૦ શુધીના દંડ; ચાલુ ગુનાહી માટે દરરોજનો રૂ ૫) શુધીનો દંડ થાશે.

૨૪૪. (૧) **ગટરોમાં હવાની આવજાવની ગોઠવંણ**—કારપોરેશનની અથવા બીજા ધણીઓની ગટર અથવા ટાંકીમાં, હવાની આવજાવને માટે, મકાનન

અંદર અથવા તેની બાહેરની બાજુએ, અથવા કોઇ ઝાડને લાગીને, કમીશનરને ઘટતો દેખાય તેવો સ્થભ અથવા નલ તે મુકી શકશે, તે એવી રીતે કે—

(૨. એ.) મજકુર સ્થંભથી ૨૦ ફીટની તફાવતની અંદર આવેલા કોઇબી મકાનનાં મંગરયાં અથવા બારી કરતાં તે ઓછામાં ઓછો ૧૦ ફીટ ઉંચો હોય;

(બી.) જો મકાનની દેવાલને તે લગાડયો હશે, તો તેના નેવ કરતાં ઓછામાં ઓછો ૫) ફીટ ઉંચો હોય;

(સી.) તે એવી રીતે બાંધેલો યા જડેલો હોવો જોઇએ, કે નજદીકનાં રેહવાસીઓને તેથી બનતાં શુધી ઓછી પીડા અથવા અગવડ થાય;

(ડી) મકાનનો માલેક પોતાની મીલકતમાં કાંઇ ફેરફાર કરવા ચાહે, અને તે ફેરફાર મજકુર સ્થંભ અથવા નલને લીધે કરવો મુશ્કેલ દેખાય, તો કમીશનરે તેને કોઇ બીજી જગ્યાએ લઇ જઇને બાંધવો અથવા જડવો.

(૩.) અગરજો તે સ્થંભ અથવા નલ કાઢી નાખવા કમીશનર ના પાડે, તો ઘરધણીએ સ્માલ કાઝ કોર્ટના વડા જજને અરજ કરવી; અને તે ઉપરથી ચોકાસી કરીને, તે સ્થંભ અથવા નલ કાઢવાને મજકુર વડો જજ કમીશનરને જે હોકંમ કરે, તે અમલમાં લાવવાને તે બંધાયલો છે.



# સંડાસો, મુતરડીઓં, વગેરેનો ખોલાસો.

૨૪૭. **નવી ઇમારતોનાં સંડાસો**—સંડાસને લગતી પુરતી સગવડ કર્યા વગર જે શખ્સ નવી ઇમારત બાંધે, અથવા તે ફરીથી બાંધે, તો તેનું કાંમ કાયદાસરનું ગણાશે નહી.

☞ **સજા**—આ કલંમ તોડનારને રૂ૨૦૦ શુધીના દંડ થશે.

૨૪૮. **સંડાસની સગવડ કરવા ઘરધણીને કમીશનર ફરજ પાડશે**—અગરજો કમીશનરને એવુ દેખાય કે કોઇ મકાન સંડાસ વગરનું છે, અથવા જે સંડાસ હૈયાતીમાં છે તે તેમાં વસનારાઓ માટે અપુરતો તથા તંદરોસ્તીના બાબમાં વાંધા ભરેલો છે, તો ત્યાં એક અથવા વધારે સંડાસો કરવા માટે તેના માલેક ઉપર નોટીસ કરીને કમીશનર ફરમાવશે.

☞ **સજા**—આ હોકંમ તોડનારને રૂ૫૦ શુધીનો, તથા ચાલુ ગુનાહ માટે દરરોજનો રૂ૫) શુધીનો દંડ થશે.

(૨.) પંણ જો સંડાસ એકજ હશે, અને તે બે અથવા વધારે મકાનના લોકો મલીને વાપરતાં હશે, અને સર્વેને માટે તે પુરતો છે એમ કમીશનરને લાગશે, તો દરેક મકાનને માટે જુદા જુદા સંડાસ કરાવવાને તેને અગત્ય નથી.

૨૪૯. **કારખાનાઓ વગેરેનાં સંડાસો**—જે જગ્યા મારકીટ, રેલવે સ્ટેશન, અથવા ધક્કા દાખલ વપ-

રાતી હશે, અથવા તે તેમ વાપરવાનો ઇરાદો રખાયો હશે, અથવા જ્યાં ઘણું લોક આવજાવ કરતું હશે, અથવા જે કારખાનામાં અથવા વેપાર ધંધાની જગ્યામાં ૨૦ કરતાં વધારે આદમીઓ કાંમે લાગ્યાં હશે, તો તેવી જગ્યાઓમાં મર્દો તથા ઓરતો માટે જુદાં જુદાં સંડાસોની પુગ્તી સંખ્યા પુરી પાડવાને જગ્યાના માલેકને કમીશનર ફરમાવશે.

☞ **સજા**—રૂ૨૦૦ શુધીનો દંડ, દરરોજનો રૂ૨૦ શુધીનો.

૨૫૦. (૧.) **સંડાસને લગતા કાનુનો**—જે મકાનમાં આદમીઓ વસ્તાં અથવા કોઇ ધંધામાં લાગ્યાં હશે, તેના માલેક અથવા વસનારની ફરજ છે કે, મજકુર મકાન અને તેના સંડાસની વચે, હવાની આવજાવ માટે ઓછામાં ઓછી ૩ ફીટ પોહલાઇની ખાલી જગ્યા મુકીને, તે આસમાંન તરફ ખુલ્લી રાખવી.

(બી.) લોકોને નજર નહી પડે, તે માટે છાપરૂ દેવાલ, અથવા વાડ કરીને તેને પુરતી રીતે ઢાંકેલો રાખવો.

☞ **સજા**—રૂ૨૦ શુધીનો દંડ; દરરોજનો રૂ૫) શુધીનો.

(૩. ડી.) આ ધારો નીકલ્યાની અગાઉ બનાવેલાં સંડાસોને ઉપલી કલંમ લાગુ નથી; પંણ અગરજો નવો સંડાસ બાંધવાને શારૂ જુનાંની પાશે ફાલતુ જગ્યા હોય, તથા હયાત સંડાસ બાદ કરીને જાથુકની ઇમારતને કાંઇ નુકસાન નહી પુગે તેવું હોય, તોજ આ ધારામાં ફરમાવ્યા મુજબનો સંડાસ બાંધવો.

૨૫૧. **સંડાસને લગતી ગોઠવણો**—જે મકાનમાં સંડાસ છે તેના ધણી અથવા વસનારે, કમીશનર પુરતું ધારે તેવી રીતે તે સંડાસને મકાનથી છુટો પાડવો, કે જે મકાનમાં આદમીઓ વસ્તાં અથવા વસ્વાના હોય, અથવા જ્યાં કોઇબી ધંધા રોજગારમાં તેઓ લાગેલાં અથવા લાગવાનાં હોય.

(બી.) સંડાસ એવી જગ્યાપર બાંધવો જોઇએ કે તેની એક બાજુએ તોબી બાહેરની દેવાલ આવી હોય.

(સી.) તેની બેઠક બાહેરની બાજુની દેવાલને લાગીને કરવી જોઇએ.

(ડી.) બાહેરથી પવન જાથુકનો આવજાવ કરી શકે એવી રીતે સંડાસની દેવાલમાં બારી અથવા પવનનો સ્થંભ મુકવો જોઇએ.

(ઇ.) સંડાસમાં નરક એકઠું કરવા માટે કોઇબી વાસણ અથવા ટોપલી મુકવી, અને જે હોજમાંથી સંડાસ સાફ કરવાને પાણી લેવામાં આવે, તેની સાથે બીજા વપરાસના પાણીના હોજનો સંબંધ રાખવો નહીં.

☞ **સજા**—૩૫૦ શુધીનો દંડ, દરરોજનો ૩૫) શુધીનો

૨૫૨. **જાહેર સંડાસો**—પ્રજાની સગવડ સારૂં લાયક ઠેકાણાંઓપર જાહેર સંડાસો તથા મુતરડીઓ કમીશનર પુરાં પાડશે.



## ગટરો, વગેરેની તપાસ.

૨૫૩. **તરાહેત ધણીઓની ગટરો વગેરેની તપાસ**—શર્વે ગટરો, હવાના સ્થંભો, નલો, ટાંકીઓ, ઘેડાની ગલીઓ, સંડાસો, તથા મુતરડીઓ, જે કારપોરેશનની મતા નહી હશે, અથવા જે તેના ખર્ચે લોકોની જગ્યાઓ ઉપર, તેમના માલેક અથવા વસનારના ફાયદા માટે બાંધવામાં આવ્યાં હશે, તેમને જોઇએ ત્યારે તપાસવાને કમીશનરને સત્તા છે.

૨૫૪. **જમીન ખોદીને તપાસવાની સત્તા**—એવી તપાસ માટે ગટરનો કોઇબી ભાગ, અથવા સ્ટાન્ડીગ કમીટીની મંજુરીયાતથી ઇમારતનો કોઇબી ભાગ, ખોદવાને કમીશનરને સત્તા છે.

૨૫૫. **તપાસનો ખર્ચ કમીશનરે કયારે આપવો**—તપાસ કરતાં અગરજો એમ જણાંય, કે કાયદાથી ઉલટું કાંઇ કાંમ થયું નથી અને બધું ઠીક છે, તો જે જગ્યા અથવા ઇમારતનો ભાગ ખોદી કાઢયો હશે, તે કમીશનરે પોતાને ખર્ચે જેમ આગલ બધું હતું તે મુજબ કરી આપવું.

૨૫૬. **તપાસનો ખર્ચ ઘરધણીએ કયારે આપવો**—પણ અગરજો તપાસ પછે ગટર, સ્થંભ, નલ, ટાંકી, સડાસ, મુતરડી, વગેરે બરાબર હાલતમાં નહી જણાંય, અથવા તેમનામાં સત્તા વગર, આ કલંમોથી ઉલટી રીતે ફેરફાર કર્યામાં આવેલો માલમ પડે, તો તે તપાસનો તથા ખોદલી જગ્યા બધી આગલની માફક કરી લેવાનો ખર્ચ તે જગ્યાના ધણીને માંથે પડશે.

# ગટરો વગેરેને લગતા સાધારણ કાનુંનો.

૨૫૮. (એ.) **શું શું નહી કરવું જોઇએ**—જે શખસ ધારાની કલંમો તોડીને, અથવા કમીશનરે આપેલી નોટીસથી ઉલટો ચાલીને, પરવાનગી વગર, કોઇબી ગટર, હવાનો સ્થંભ, નલ, ટાંકી, સંડાસ, મુતરડી વગેરેમાં ફેર-ફાર કરશે, તેમને ફરીથી બાંધશે, ખસેડશે, હરકત કરશે, બંધ કરશે, અથવા કોઇબી જાતનું નુકસાન પુગાડશે, અથવા

(ડી. ઇ.) ગટરના કાંમને હરકત પુગાડવા તેમાં ઇંટ, પથ્થર, મટોડી, રાખ, વગેરે નાખશે અથવા નખાવશે, અથવા જે પદાર્થ પસાર કરવા માટે ગટર બાંધી નથી, તે પદાર્થ તેમાંથી-પસાર કરશે અથવા કરાવશે; અથવા

(એફ.) કોઇબી કારખાનામાંથી ગટરમાં ગરંમ પાણી અથવા બાફ, અથવા બીજો પ્રવાહી પદાર્થ પસાર કરશે અથવા કરાવશે, કે જેથી ગટરને નુકસાન પુગે, અથવા તેમાંથી જતા નરકના વેંચાંણ વગેરે કાંમમાં હરકત પ્હોંચવાનો અથવા જેથી કરીને કોઇબી જાતની પીડાકારી ઉત્તપન્ન થવાનો સંભવ રેહે, તો તેવા શખસને રૂ૧૦૦ શુધીના દંડની સજા કર્યામાં આવશે.

૨૫૯. **કમીશનર સામાન આપશે, તથા કાંમો કરી આપશે**—આ બાબમાં જણાંવેલાં કાંમો કરાવવાને લગતો સામાન અથવા અસબાબ કમીશનરને લખ્યાથી તે પુરો પાડશે, અથવા તેવાં કાંમો તે પોતે કરાવીબી આપશે; પંણ સામાન અથવા કાંમ બાબદના ખર્ચની પુરેપુરી રકંમ તેની પાશે ડીપાજીટ રાખવી જોઇશે.

જે કાંમો આ બાબની અંદર કરવાને ફરમાવેલાં છે, તે કોઇ પરવાનો ધરાવતા નલ બેસાડનારનીજ મારફતે કમીશનર કરાવવા દેશે.

૨૬૦. (૧.) **કમીશનરની ખુશીના કાંમો**— કમીશનરને ઘટતું દેખાય તો ચોક્કસ કાંમો, લાગતા વલગતા આસામીઓને કરવા દેવાને બદલે, પોતેજ થાઇને મ્યુનીસીપાલીટીના માંણસો મારફતે કરાવશે.

(૨.) એવાં કાંમોનો ખર્ચ લાગતા વલગતા આસામીઓએ આપવો; પંણ અગરજો કારપોરેશન ચાહે તો એક ખાશ ઠેરાવ પસાર કરીને તેવાં કાંમો મ્યુનીસીપાલ ફંડને હસાબે તે કરાવે.

---

# બાબ ૧૦ મો.

## પાંણી પ્હોંચાડવાને લગતી બાબદ.

૨૬૧. **પાંણીનાં બાંધકાંમો**—શેહેરમાં પાંણીના પુરતો જથ્થો પુગાડવા શારૂં, કારપોરેશનની સત્તાથી, કમીશનરે શેહેરની અંદર અથવા બાહેર પાણીનાં બાંધકાંમો કરવાં.

૨૬૩. (૧) **બાંધકામોની તપાસ**—પંણીનાં બાંધકાંમો તપાસવા, અથવા ત્યાં કોઇબી જાતનું કાંમ કરવા શારૂં કમીશનર તથા તે માટે સરકારે ઠેરવેલો, કોઇબી શખ્સ, ગમે તે ધણીની જગ્યા ઉપરથી થાઇને

કોઇબી વાજબી વખતે, જઇ શકશે; તેમજ પોતાની સાથે જરૂરજોગ અસબાબ તથા હથીયારો પણ તેઓ લઇ જઇ શકશે.

(૨) એવી સત્તા વાપરતાં, બનતાં સુધી થોડી નુકસાંની કોઇનેબી પુગે તેમ કાંમ કરવું; અગરજો કમીશનરના માંણસથી નુકસાન થાય તો તેનો બદલો કમીશનરે વાળી આપવો; અને જો સરકારના માંણસથી કોઇને નુકસાન થાય, તો તે સરકારે ભરી આપવો.

૨૬૭. **પાંણીની સંભાલ માટેનાં બંદોબસ્તો**—કારપોરેશનની પરવાનગી વગર કોઇબી શખસે, પાંણીનાં બાંધકાંમોની પાશે, કોઇબી કારણસર, ઇમારત બાંધવી નહી; અથવા હાલમાં ત્યાં જેબી ઇમારતો હોય તેમાં વધારો અથવા ફેરફાર કરવો નહી. બાંધકાંમોની હદમાં કારખાના, વેપાર, અથવા ખેતીવાડીને લગતું કોઇબી કાંમ એવી રીતે નહી કરવું કે જેથી તલાવ, ટાંકી, અથવા હોજમાનું પાંણી બગડી જાય.

૨૬૮. (૧) **પાંણીનાં બાંધકાંમો ઉપર ઈમારત, વગેરે**—કમીશનરની લખીત પરવાનગી વગર, પાંણીનાં મ્હોટાં નલોની ઉપર, કોઇએબી નવી ઇમારત, દવાલ, રસ્તો, અથવા રેલવે બાંધવાં નહી.

☞ **સજા**—રૂ૧૦૦ સુધીના દંડની; દરરોજનો રૂ૧૦ સુધીનો દંડ.

(૨) અગરજો કોઇ શખસ બાંધશે, તો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાતથી કમીશનર તેવાં કરેલાં કાંમો તોડાવી

નાખશે, અથવા તે સંબંધી પોતાંને ઘટતો લાગે તેવો રસ્તો લેશે, અને તે બાબતનો શર્વે ખર્ચ તકસીરવારને માંથે પડશે.

---

## પ્રજાને મફત પાંણી આપવા વીશે.

૨૬૯. **જાહેર ફુંવારા વગેરે કારપોરેશનની મતા છે**—શેહેરીઓને મફત પાંણી પુરૂં પાડવા માટે હાલમાં પાંણીનાં જાહેર ફુંવારા, ટાંકીઓ, હોજો, કુવા વગેરે જે હૈયાત છે તે શર્વે કારપોરેશનની મતા છે.

(૨) ઉપલી જગ્યાઓમાંથી અગરજો શેહેરીઓ પાંણી લઇ જવા ચાહે, તો તે વેચાંણ માટે નહી, પણ ફક્ત પોતાનાંજ ખાનગી વપરાસ શારૂં લઇ જવું; અને કમીશનરની પરવાનગી વગર કોઇએબી પીપ, ગાડાં, પખાલ, અથવા મશકમાં પાંણી લઇ જવું નહી.

☞ **સજા**—રૂ૫૦ શુધીના દંડની.

(૪) પાંણીને લગતું કોઇબી બાંધકાંમ જાથુકનુ અથવા ટુંક વખત શારૂં, કમીશનર બંધ કરી શકશે.

(૫) બંધ કરેલું બાંધકાંમ અગરજો કોઇ ખાનગી શખસે પ્રજાને બક્ષીસ કરેલું હશે, તો તે બાંધકાંમની જગ્યા તથા તેને લગતો સામાન વેચી નાખીને, તેથી ઉપજેલાં નાણાં કારપોરેશન તેમજ બક્ષીસ આપનારના વારેસો, બંધે પસંદ કરે, તેવાં કોઇબી એક સ્થાનીક ઉપયોગના કાંમ મધે તે શખસને નામે, આપી દેવાને કમીશનરને સત્તા છે.

---

## ખાનગી મકાનોને પુગાડવામાં આવતું પાંણી.

૨૭૧. (૧) **પાંણી વીશે અરજી કોણે કરવી**—ઘરધણી કમીશનરને લખીત અરજી કરે, તોજ મ્યુનીસીપાલીટીના નલ સાથે બીજા નલનું જોડાંણ કરવા દઇને તેના મકાનમાં પાંણી પુગાડવામાં આવશે.

(૨) **પાંણી લેવાની ઘરધણીની ફરજ**—અગરજો કમીશનરને એવું લાગે કે એક મકાનમાં ચોખ્ખાં પાંણીની ગોઠવણ કરેલી નથી, તો તે મધે વસ્તાં અથવા કોઇ કાંમ ધંધામા લાગેલાં માણસોને પુરૂં પડે તેટલા પાંણીનો જથ્થો મ્યુનીસીપાલીટીના પાંણીના બાંધકાંમમાંથી લેવા, તથા તેને લગતી ગોઠવણ કરવા મકાનના માલેકને નોટીસ મારફતે, કમીશનર ફરજ પાડી શકશે.

૨૭૨. **નલ લેવાનો ખર્ચ કોણનો**—પોતાંને ત્યાં નલ લેવાનો ખર્ચ ઘરધણીનો છે, પણ તેને લગતું શર્વે કાંમ કમીશનર પસંદ કરે તેવી રીતે કરવું જોઇએ.

૨૭૩. **હોકમ વગર નલ લેવાય નહી**—કમીશનરની લખીત પરવાનગી વગર કોઇએ નલ લેવો નહી, તથા નલ અને તેને જડેલા શર્વે સામાનનુ કાંમ ખાત્રીપુર્વક રીતે થાયલું છે એમ કમીશનરનુ માણસ તેને ખાત્રી આપશે, તોજ કોઇબી મકાનમાં પાંણી પ્હોંચાડવામાં આવશે.

☞ **સજા**—પરવાનગી વગર નલ લેનારને રૂ૨૦૦ સુધીનો દંડ થશે.

૨૭૪. (૧) **હોજ કરવા વીશે**—જે મકાનમાં

નલ લીધો હોય, તેના પાંણીની જાલવણી માટે એક હોજ બાંધવાની કમીશનરને અગત્ય જણાશે, તો હોજ કરવાને કમીશનર ઘરધણીને ફરમાવશે.

☞ **સજા**—હોકંમ કર્યા છતાં હોજ નહી કરનારનું રૂ૫૦ શુધીનો દંડ થશે.

(૨) કહી કીસમનાં નલ, કાક, તથા તેમને લગતો બીજો અસબાબ વાપરવો, તે વીશે વખતે વખત કમીશનર ફરમાવતો રેહશે.

૨૭૫. **નલ વગેરે કેમ રાખવા**—પાણીનો બગાડ નહી થાય તે માટે દરેક ઘરધણીની ફરજ છે, કે પોતાનો નલ, તથા પાણી માપવાનો "મીટર," કાક, હોજ, વગેરે તેણે સારી હાલતમાં રાખવાં.

☞ **સજા**—તેમ નહી કરનારને રૂ૧૦૦ શુધીનો દંડ થશે.

૨૭૬. (૧) **"મીટરો" વીશે ખોલાસો**—જ્યાં પાંણી માપથી લેવાતું હોય, ત્યાં કમીશનરે મીટરો પુરાં પાડીને સ્ટાન્ડીંગ કમીટી ઠેરવે તેટલું તેમનું ભાડું લેવું; અથવા કમીશનર કબુલ રાખે તેવો મીટર ઘરધણીને પોતાંનેજ લેવા દેવો.

(૨) ભાડેથી આપેલાં મીટરોને કમીશનરે સારી હાલતમાં રાખવાં; પણ જો તે બગડી ગયાં હોય, તો બગડેલી હાલત ચાલુ રહે તેટલી મુદત માટેનું ભાડું આપવાને મીટર વાપરનાર બંધાયલો નથી.

૨૭૭. **"મીટર" કેહે તે ખરૂં**—પાંણીનો કેટલો ખપ થાયો છે તે મીટર દેખાડશે, અને તે નોધ, પુરાવા દાખલ, કબુલ રાખ્યામાં આવશે.

---

## પાંણીને લગતી તપાસ.

૨૭૮. (૧) **મીટર વગેરે તપાસવાની કમીશનરની સત્તા**—મીટર તપાસવા અથવા તેને બદલે બીજો મુકવા; અથવા નલ, કાક, હોજ વગેરે જોવા; અથવા પાંણીનો બગાડ યા ગેર ઉપયોગ થાય છે કે કેમ તેની તપાસ કરવા, નલ લીધેલા કોઇબી મકાનમાં કમીશનર દાખલ થાઇ શકશે.

(૨) અગરજો ઘરધણીનો પોતાનો મીટર, કાક, હોજ, વગેરે શારી હાલતમાં નહી હશે, તો જે ખાંમી હોય તે સુધારી નાંખવાને તેને નોટીસ મારફતે કમીશનર ફરમાવી શકશે.

☞ **સજા**—તેમ જો સુધારો નહી કરે તો રૂ૫૦ સુધીનો દંડ થશે.

---

## નલ કાપી નાંખવા વીશેનો ખોલાસો.

૨૭૯. (૧) **પાંણી આપવાનું કયારે બંધ થાય છે**—નીચે જણાંવેલી બાબદામાંની કોઇબી એક બાબદ બને, તો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાત મેલવીને નલ કાપી નાંખવાને કમીશનરને સત્તા છે:—

(એ, બી) પાંણીનું બીલ ઘરધણીને દખાડયા પછે ૧૫ દીવશની અંદર જો તે પગાર નહી કરે તો; અથવા નોટીસમાં ફર્માવ્યા મુજબ તેણે હોજ નહી કર્યો હોય તો;

(સી, ડી) પાંણીના બગાડ અટકાવવા માટે હોજ નલ, કાક, વગેરે શારી સ્થીતીમાં મેલવા કરેલી નોટીસ મુજબનું કાંમ નહી કર્યું હોય તો; અથવા નીચે લખેલાં કાંમો કરવાની ઘરધણીને બંધી કર્યા છતાં તે કરવાનાં ચાલુ રાખ્યાં હોય તો, એટલે જે

(૧, ૨) આ ધારાથી ઉલટી રીતે પાંણી વાપર્યું અથવા બીજાને વાપરવા દીધું; તથા માપ વગર લીધેલું પાંણી ઘરનાં માંણસો શીવાય બાહેરનાં આદમીઓને લઇ જવા દીધું.

(ઈ, ૨) ઘરધણી અથવા વસનારે "મીટર" અથવા નલને જાણીબુઝીને અથવા બેદરકારીથી ઇજા પુગાડી હોય તો. નલ કાપી નાખવાનો ખર્ચ ઘરધણી અથવા વસનારે આપવો.

૨૮૦. **પાંણીની શરતો**—પાંણીને લગતી શરતો કોઇએબી તોડવી, અથવા તોડાવવી નહી.

☞ **સજા**—૩૨૦ શુધીના દંડની.

૨૮૧. **નલ કેવે ઠેકાંણે મુકવો નહી**—ગટરની અંદર, અથવા ઉઘાડી નેહેર અથવા ઘોડાની ગલીની સપાટી ઉપર, અથવા ટાંકીથી ૨૦ ફીટની અંદર, અથવા પાંણી નાપાક થાય તેવી કોઇબી જગ્યામાં, નલ મુકવો નહી; તથા ટાંકીથી ૨૦ ફીટની જગ્યાની અંદર કોઇબી કુવો અથવા હોજ બાંધવો નહી.

☞ **સજા**—રૂ૧૦૦ શુધીના દંડની.

૨૮૨. **દગલબાજીથી આપેલું પાંણી**—મ્યુનીસીપાલીટીથી મલતું પાંણી દગલબાજીથી કોઇએ કોઇને આપવું નહી.

☞ **સજા**—આપનારને રૂ૧૦૦ શુધીના દંડની સજા થશે.

૨૮૩. (એ, બી) **મીટરને લગતી દગાબાજી**—કોઇબી શખસે દગાબાજીથી મીટરમાં ફેરફાર કરવો નહી; અથવા તેમાં પાંણી નોધાયા આગમજ તે ચોરીથી કાઢવું યા વારપવું નહી.

(૨) મીટરમાં કાંઇબી દગો થયલો જણાંશે, તો તેનો જોખંમ પાંણી વાપરનારને માંથે રેહશે.

☞ **સજા**—રૂ૧૦૦ શુધીના દંડની.

૨૮૬. **પાંણી વીશે વસનારની જોખંમદારી**—પાંણી લીધેલાં મકાન ઉપર, આ બાબમાં દર્શાવેલા નલને લગતા અપાધોમાંથી કોઇબી અપાધ થાયલો જણાશે, તો તેનો જોખંમ ત્યાંનાં વસનાર ઉપર રેહશે.

૨૮૭. (૧) **નલને લગતાં કાંમો કમીશનર કયારે કરી આપે**—નલ લેવા બાબદનુ કાંમ કમીશનર મારફતે કોઈ શખસ કરાવવા માંગશે, તો તેને લગતો ખરચ અગાઉથી "ડીપાજીટ" રાખીને કમીશનર તે કરાવી આપશે.

(૨) જો તેવું કાંમ ઘરધણી પોતેજ કરાવશે, તો

પરવાનો ધરાવતો નલ બેસાડનાર વતરોગે કોઇ બીજા ધણીની મારફતે તે કરાવવા કમીશનર દેશો નહી; અને તેમ જો થાય તો ઘરધણીને પાંણી મુદલ મલશોજ નહી.

---

## જાહેર રસ્તાઓમાં ઘરોની સીધી લાઇન રાખવા વીશો.

૨૯૭. (૧) **ઘરોની સીધી લાઇ અથવા હાર**—કોઇબી જાહેર રસ્તાની બંધે બાજુએ કમીશનરે સીધી લાઇન મુકરર કરવી; તે પછે તે લાઇનની અંદર નીકલી આવે તેવી રીતે ઇમારતનો કોઇબી ભાગ બાંધવા દેવામાં આવશો નહી.

૨૯૮. (૧.) **ઇમારતો પાછલ કયારે હટાડશો**—તેવો કોઇબી ભાગ લાઇનની અંદર નીકલી આવે, અને

(એ, બી) જો ઘરધણી પોતાની ઇમારત નવેસરથી બાંધવા માંગે, અથવા જમીનની સપાટી ઉપરથી ઇમારતનો ઘન ફીટના માપથી અર્ધાં કરતાં વધારે ભાગ તોડી પાડવા ધારે; અથવા ઇમારત તદંન તોડી પાડવા યા તેમાં વધારો કરવા માંગે, તો કમીશનર ફરમાવશો જે બરાબર લાઇનમાં આવવા માટે તેણે પોતાની ઇમારત પાછલ હટાડીને બાંધવી.

(૨, ૩) લાઇનની અંદર નીકલી આવેલી ઇમારત અથવા તેનો કોઇબી ભાગ પડી જાય, અથવા તોડી

નાખ્યામાં આવે, તો લાઇનની અંદર જેટલી જગ્યા આવી હોય તેટલીનો કબજો કમીશનર તુર્ત લઇને તે સાફ કરી નાખશે. એવી લીધેલી જગ્યા કારપોરેશનની ગણાઇને, રસ્તાનો તે એક ભાગ કેહવાશે.

૨૯૯. (૧) **જગ્યા લેવાનો કારપોરેશનનો હક**—સીધી લાઇનની અંદર કોઇબી તરાહેત શખસની ખુલ્લી જગ્યા યા ભરી લીધેલી જગ્યા આવી હોય, અથવા કોઇબી માંચરો, ઓટલો, સીડી, અથવા તેમનો કોઇબી ભાગ નીકલી આવ્યો હોય, તો કમીશનર ઘરધણીને ૭ પુરા દીવશની નોટીસ આપીને તેવી ખુલ્લી જગ્યાનો, તેની વાડ યા કઠેરા સાથે, તેમજ માંચરો, ઓટલો, સીડી, અથવા તેમનો લાઇનની અંદર નીકલી આવેલા ભાગ જેટલાનો કબજો લઇ લેશે, અને તે પછે જાહેર રસ્તાનો તે એક ભાગ ગણાંશે.

૩૦૦. (એ, બી) રસ્તાની સીધી લાઇનની પાછલ કોઇબી ઇમારત આવી હોય, તો જ્યારેબી ઘરધણી તે ફરીથી બાંધવા માંગે, અથવા એવી રીતે તેમાં ફેરફાર કરવા ચાહે-કે જમીનની સપાટીથી તેનો ઘન ફીટના માપે, અર્ધા કરતાં વધારે ભાગ તોડી પાડવો પડે, તો રસ્તાની લાઇનમાં બરાબર આવે તેમ તે ઇમારત આગલ લાવવા માલેકને કમીશનર ફરમાવશે. મકાનથી છુટી રહેલી દવાલ તોડીને રસ્તાને લાગોને જો તે પાછી બાંધ્યામાં આવે, તો મકાનનેજ આગલ વધાર્યા મુજબ ગણાંશે.

૩૦૧. (૧) **જમીનનો બદલો**—જાહેર રસ્તા માટે જોઇતી જમીનનો બદલો ઘરધણીને કમીશનર આપશે,

તેમજ પાછલી ત્રણ કલમો પ્રમાણે તેને કાંઇ નુકસાન જશે, તો તેબી તે ભરી આપશે.

(૩, ૪) ઉપલી જમીન જો કારપોરેશનની હશે, તો ઇમારત આગલ લાવવાને કમીશનર જે હોકમ કાઢે, તેજ જગ્યાનું પુરતું વેચાંણ ખત દાખલ ગણાંશે, અને જગ્યાનો ભાવ તથા બીજી શરતો તેમાજ લખાશે. જો ભાવ તથા શરતો ઘરધણીને વાજબી નહી લાગે, તો તે ઠેરવ્યા બાદ ૧૫ દીવશની અંદર તેણે કમીશનરને અરજી કરવી, અને કમીશનરની અરજ ઉપરથી સ્માલ કાઝ કોર્ટનો વડો જજ જે નીવેડો લાવે તે શેવટનો ગણાંશે.

---

## ખાનગી મોહોલ્લાઓ સંબંધી બંદોબસ્તો.

૩૦૨. **ખાનગી મોહોહલા માટેની નોટીસ**— નવો મોહોલ્લો કરવા ચાહનારે કમીશનરને નોટીસ કરીને મોહોલ્લાની ગટરની સપાટી, દશા, લંબાઇ પોહલાઇ બાબેના, તેમજ તેની બંધે બાજુએ બાંધવા ધારેલાં મકાનોની ઉંચાઇ તથા તેમની ગટરોને લગતા બંદોબસ્તો બાબેના નકશા તેની ઉપર મોકલી આપવા.

૩૦૩. (૧, ૨) **નવા મોહોલ્લાની ગટરો, વગેરે**—નવા મોહોલ્લાની ગટર વીશેની શર્તે વીગતો, તથા બાંધવા ધારેલા મકાંનોની ઉંચાઇ તથા ગટર બાબેની વીગતો, સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાતથી કમીશનર મુકરર કરશે. પંણ મોહોલ્લો કરવા ચાહનારને, તેણે મજકુર નોટીસ કર્યા બાદ ૩૦ દીવશની અંદર, આપેલી

વીગતો નાપસંદ કરનારો કમીશનરનો જવાબ જો નહી મલે, તો તેની માંગણી કબુલ થાઈ છે એમજ સમજવું.

૩૦૪. (૧) **હોકંમથી ઉલટું કાંમ**—કમીશનરના હોકંમથી ઉલટી રીતે કોઇએબી નવો મોહોલ્લો અથવા તેની બંધે બાજુ ઉપર ઈમારતો બાંધવી નહી.

☞ **સજા**—રૂ૫૦૦ શુધીના દંડની.

(૨) ઉપલી કલંમ તોડી કોઇએ મોહોલ્લો બાંધ્યો અથવા બાંધતો હોય, તો કમીશનર તેની ઉપર નોટીસ કરીને ખોલાસો માંગશે, કે તે મોહોલ્લા અથવા મકાનોમાં પોતે મંજુર રાખે તેવો ફેરફાર કાંય નહી કરવામાં આવે, અથવા જો ફેરફાર નહી થાય તો તે સદંતર તોડી પાડવામાં કાંય નહી આવે, તેનું પુગ્તું કારણ ઠેરવેલી જગ્યા તથા વખતે મજકુર શખસે જાતે હાજર થાઇને, અથવા વકીલની મારફતે જણાંવવું.

(૩) બતાવેલું કારંણ કમીશનરને ખાત્રીપુર્વક નહી લગે, તો તે ઘટતો ફેરફાર કરાવશે, અથવા ચોક્કસ બાંધકાંમ તોડાવી નાખીને તેનો ખર્ચ મજકુર શખસ પાશેથી ભરી લેશે.

૩૦૫. **નવા મોહોલ્લાનો રસ્તો**—કમીશનર પસંદ કરે તેમ મોહાલ્લાની જમીન સપાટ કરીને ખડી પુરી નહી હશે, અથવા ગટર તથા રોશનીનાં ગોઠવણો બરાબર કરી નહી હશે, તો ત્યાં આવેલા દરેક મકાનના ધણીને તેમ કરવાને તે ફરમાવશે.

☞ **સજા**—રૂ૧૦૦ શુધીનો દંડ, દરરોજનો રૂ૧૦ શુધીનો.

૩૦૬. (૧, ૨) **જાહેર મોહોલ્લો**—કમીશનર રાજી થાય તેવી રીતે ખાનગી મોહોલ્લાની શર્ત્યે ગોઠવણો હશે, તો તેના માલેક અથવા માલેકોમાંથી કોઇબી એકની અરજ ઉપરથી, મોહોલ્લામાં નોટીસ મારીને તે જાહેર મોહોલ્લો છે એવું તે પ્રસીધ્ધ કરશે. પણ નોટીસ પછે જો એક માસની અંદર મોહોલ્લાનો માલેક અથવા માલેકોનો મ્હોટો ભાગ કાંઇબી હરકત લેશે, તો તે જાહેર મોહોલ્લો થાશે નહી.

---

## રસ્તાઓ ઉપર નડનારી હરકતો.

૩૦૮. (૧, ૨) **રસ્તાપરની હરકતો**—કોઇબી મકાનની આગલ અથવા તેને લાગીને કાંઇબી બાંધકાંમ કોઇ શખસે એવી રીતે કરવું નહી, અથવા જડેલો સામાન એવી રીતે જડવો યા ઉભો કરવો નહી, કે જે રસ્તાની ઉપર નીકલી આવે, અથવા ઝુલાઇ રહે, અથવા લોકોની સગવડ પડતી અવજાવમાં હરકત કરે, અથવા ગટર યા ઉઘાડી નેહેર ઉપર અથવા તેની અંદર આવી પડીને ગટર યા નેહેરના કાંમમાં ખલલ કરે. તેવી હરકતો કાઢી નાખવા અથવા ઘટતો ફેરફાર કરવા ઘરધણી અથવા વસનારને કમીશનર ફરમાવશે.

☞ **સજા**—૩૨૦ શુધીના દંડની.

(૩, ૨) ઉપલી હરકત જો ઘરધણીની પોતાની કરેલી હશે, તો કમીશનરના હોકંમથી જો વસનાર તે કાઢી નાંખે તો તેનો ખર્ચ ઘરધણી પાશેથી તેને

મજરે મલશે. જો તેવી હરકત કોઇ શખસે કાયદાસર કરી હશે, તો તે કાઢી નાખ્યાથી તેને જે નુકસાની પુગે તે કમીશનરે ભરી આપવી.

૩૧૧. **ભોંયતળ્યાનાં બારણાં વગેરે**—ભોંયતળ્યાનો દરવાજો, ગેટ, અથવા બારી રસ્તા ઉપર, બાહેરની બાજુએ, અથવા રસ્તાના સુધારા માટે જોઇતી જમીન ઉપર ઉઘડતાં હોય, તો ઘરધણીને નોટીસથી કમીશનર ફરમાવશે કે તેઓ અંદરથી ઉઘડે તેવો ફેરફાર તેમનામાં કરવો.

☞ **સજા**—રૂ૨૦ શુધીના દંડની.

૩૧૨. **રસ્તાપરની હરકત**—કમીશનરની પરવાનગી વગર રસ્તાપરની ઉઘાડી નેહેર, ગટર, કુવા, અથવા ટાંકી ઉપર, તેમના કાંમમાં હરકત પુગે તેમ કોઇએવી દેવાલ, વાડ, કટેરા, થામલા, સીડી, માંડવા, વગેરે બાંધવા, અથવા ઉભા કરવા નહીં.

☞ **સજા**—રૂ૧૦૦ શુધીનો દંડ, દરરોજનો રૂ૧૦ શુધીનો.

૩૧૩. **રસ્તાપર મુકાતો સામાન**—પરવાનગી વગર ગટર, નેહેર, અથવા કુવાને હરકત પુગે તેમ કોઇએવી બાંક, ખુરસી, પેટી, નીસરણી, ગાંસડી વગેરે મેલવાં નહી; અથવા એટલાથી આગલ વધીને રસ્તાની સપાટીથી ૧૨ ફીટ કરતાં ઓછી ઉંચાઇએ પાટયું વગેરે, લટકાવવું નહી.

૩૧૪. **કમીશનર હરકત કાઢી નાખશે**—ઉપર મુજબની શર્વે હરકતો, નોટીસ આપ્યા વગર, કમા-

શનર કાઢી નાંખશે; પંણ કાયદાસર રીતે કોઇએ તેવી હરકત કરી હશે, તો તે કાઢી નાંખતાં જે નુકસાની તેવા શખસને થાય તે કમીશનર ભરી આપશે.

☞ **સજા**—રૂ૧૦૦ શુધીનો દંડ, દરરોજનો રૂ૧૦ શુધીનો.

૩૧૬. (એ, બી) **રસ્તાપર બંધાતા જાનવરો**—જાહેર રસ્તાપર કોઇબી જાતનું જાનવર કોઇએ બાંધવું અથવા પોતાના ઘેરના માણસ પાશે બંધાવવું નહી. તકસીરવાર રૂ૨૦ શુધીના દંડને પાત્ર થાઇ, તેનું જાનવર પોલીસને હવાલે થસે, અને તે વીશે ભટકતાં જાનવરો સંબંધી લેવાતો રસ્તો પોલીસ લેશે.

## તેહેવારોપર રસ્તામાં મંડાતી દુકાનો.

૩૧૭. **દુકાનો માટે પરવાનગી મલે છે**—ક્રીયા કાંમો માટે, અથવા તેહવારોપર રસ્તામાં થોડો વખત શારૂં મંડાતી દુકાનો વગેરે નાખવા દેવાને પોલીસ કમીશનરની સંમ્મતીથી, કમીશનર લખીત પરવાનગી આપશે.

---

## રસ્તાપર અથવા તેની નજીક ચાલતાં બાંધકાંમો.

૩૧૮. **ખોદેલી જમીન**—રસ્તાની સુધરાઇ માટે કમીશનરના હોકંમથી તે જો ખોદી નાખ્યો હોય, તો બનતી ઝડપથી કાંમ પુરૂં કરી નાંખવું.

૩૧૯. (૧, ૨) **કાંમ ચાલતાં રસ્તો બંધ**—ઉપલું કાંમ ચાલતું હોય ત્યારે તે રસ્તો વેહુવાર સાંમે પુરેપુરો યા થોડો બંધ કર્યો છે કરીને એક નોટીસ શર્વે કોઇને દેખાય તેવે ઠેકાંણે કમીશનરે મરાવવી, તથા વેહવાર અટકાવવા ત્યાં કટેરા, સાંકલ, અથવા થાંમલાં ઉભા કરાવવાં. તે જો પરવાનગી વગર કોઇ કાઢી નાખશે, તો તે રૂ૫૦ શુધીના દંડને લાયક થાશે.

૩૨૨. (એ. બી, સી) **રસ્તો ખોદવા વગેરે વીશે**—કમીશનરની પરવાનગી વગર કોઇએ રસ્તો ખોદવો અથવા તેને નુકસાન કરવું નહી; રસ્તાપર બાંધકાંમને લગતો સામાન મુકવો નહી; તેમજ પરાંચ બાંધવી નહી, તથા ચુનો કુટવા, અથવા ઇંડ, ચુનો, રાબીટ વગેરે રાખવાને થાંમલા, કટેરા, અથવા પાટીયાંથી જગ્યા ઘેરી લેવી નહી. તેમ કરવા જો કમીશનર પરવાનગી આપે, તો ૨૪ કલાકની નોટીસ આપી તે રદ કરવાને તે મુખત્યાર છે.

☞ **સજા**—દરરોજનો રૂ૫૦ શુધીનો દંડ.

૩૨૩. **અકસ્માત સાંમે સાહુચેતી**—જે શખસને ઉપલી પરવાનગી આપી હોય તેણે ખોદકાંમ, સામાન, તથા પરાંચની આસપાસ પોતાંને ખર્ચે વાડ ભરી લેવી, તથા જરૂરનું જણાંય તો અકસ્માત થતા અટકાવવા રાતની વેલા તે જગ્યાપર તેણે રોશની કરવી.

☞ **સજા**—દરરોજનો રૂ૫૦ શુધીનો દંડ.

૩૨૪. (૧, ૨) **રસ્તો જેવો હતો તેવો કરી નાંખવો**—જમીન ખોદવાની પરવાનગી મેલવનારે

પોતાનું કાંમ બનતી ઝડપથી પુરૂં કરી જમીન જેવી આગલ હતી તેવી કરી આપવી ; નહી તો તે રૂ૫૦ ના દંડને, તથા દરરોજના રૂ૧૦ શુધીના દંડને લાયકનો થાશે ; તથા જો તે જમીન નહી સુધારી આપશે તો તે શખસને ખર્ચે કમીશનર તે સુધારી લેશે.

૩૨૫. **ચાલતો વેહવાર અટકાવવો નહી**—કમીશનર ફરમાવશે કે જમીન ખોદાવાથી જાહેર વેહવારનો અટકાવ નહી થાય તેનો ઘટતો બંદોબસ્ત તેણે કરવો, તથા દરેક મકાનનો આવજાવનો રસ્તો ખુલ્લો રાખી ગટર, પાંણી, તથા રોશનીના કાંમોમાં હરકત નહી થાય તેની શર્વે તજવીજ રાખવી.

☞ **સજા**—રૂ૨૦૦ શુધીના દંડની.

૩૨૬. (૧, ૨, ૩) **કટેરા વગેરે કરવા વીશે**—ઘર બાંધવા ચાહનાર શખસે એવી રીતે તે બાંધવા સરૂ કરવું નહી, કે જેથી પાશેના મોહોલ્લાની રાહદારીઓ માટેની પગથીને કાંઇબી અડચાંણ નડે ; સગવડ પડતો એક માંચરો તેણે કરવો, અને જો જગ્યા ફાલતુ હોય તો તેને કટેરાથી ભરી લેવો, કે રાહદારીઓને તેથી સગવડ થાય. કમીશનરની પરવાનગીથી મજકુર માચરો અથવા કટેરા કર્યા બાદ, કાંમ ચાલે ત્યાં શુધી પ્રજાની સલામતી તથા સગવડ સાચવવા માટે તેમને શારી સ્થીતીમાં ઘરધણીએ રાખવાં, અને અકસ્માત અટકાવવાને, જો જરૂર જોગું લાગે, તો તેવે ઠેકાંણે રાતની વેલા રોશની રાખવી. મજકુર માંચરો, કટેરા, અથવા વાડ નોટીસ કરીને ગમે તે વખતે કઢાવી નાંખવાને કમીશનર મુખત્યાર છે.

## રસ્તાઓનાં નાંમ તથા નંબરો.

૩૨૭. (૧, ૨) **નાંમ તથા નંબરો**—રસ્તાની તથા મકાનની કોઇબી જાહેર જગ્યાપર કમીશનર નાંમ તથા નંબરનાં પાટયાં મુકાવશે, અથવા લખાવશે. કમીશનરની લખીત પરવાનગી વગર, અથવા બીજા કોઇ અમલદારની કાયદાસરની સત્તા વગર, કોઇએબી એવાં નાંમ અથવા નંબર કાઢી અથવા બદલી નાંખવાં અથવા તેને ઇજા પુગાડવી નહી, અથવા એકને બદલે બીજું નાંમ અથવા નંબર લગાડવું નહી.

☞ **સજા**—રૂ૨૦ શુધીના દંડની.

---

## દેવાલો ઉપર કાગળ્યાં ચ્હોંટાડવા વીશે.

૩૨૮. **દેવાલોપર કાગળ્યાં કયારે મરાય**—મકાનના માલેક અથવા વસનારની રજામંદી વગર, તેની દેવાલ, પાટીયાં અથવા વાડ ઉપર, કોઇએબી જાહેર ખબરનું અથવા બીજી કોઇબી જાતનું કાગજ ચ્હોંટાડવું નહી; તેમજ ચાકથી અથવા રંગથી કાંઇબી લખવું અથવા નીશાની પાડવી નહી; આ કલમથી ઉલટું કોઇ ચાલશે તેને રૂ૨૦ શુધીના દંડની સજા થશે.

---

## ધાસ્તી ભરેલી જગ્યાઓ.

૩૨૯. (૧, ૨) **ધાસ્તી ભરેલી જગ્યા વીશે કમીશનરની ફરજ**—એક જગ્યા રીપેર અથવા

બચાવના કોઇબી સાધન અથવા વાડ વગર હોવાથી, અથવા તેમાં કાંઇ બાંધકામ ચાલ્યાથી, તેના માલેક અથવા વસનારને બાદકરીને, રાહદારીઓને માટે તે ધાસ્તી ભરેલી હાલતમાં છે એવું જો કમીશનરને દેખાય, તો તેના માલેક અથવા વસનારને તે ફરમાવી શકશે, કે મજકુર જગ્યાને તેઓ દરૂસ્ત કરે, અથવા વાડ ભરી લે, અથવા તેને ઘટતું લાગે તેવું પગલું ભરે. આ કલમ તોડનારને રૂ૫૦ શુધીના દંડની, તથા ચાલુ ગુનાહ માટે દરરોજના રૂ૫) સુધીના દંડની સજા થાશે. નોટીસ કર્યા વગર અથવા તેની મુદત પુરી થવા અગાઉ, તે જગ્યાની ધાસ્તી મટાડવા શારૂં, તેના માલેક અથવા વસનારને ખર્ચે કમીશનર તુરતના ઉપાય લઇ શકશે.

---

## મોહોલ્લાઓની રોશની માટેનાં બંદોબસ્તો.

૩૩૧. (એ, બી) **રોશનીનાં કાનુંનો**—વાજબી સત્તા વગર કોઇબી શખસે જાહેર રસ્તાપર અથવા મ્યુનીસીપાલ બજાર યા મકાનમાં મેલેલો દીવો, તેનું થાંભલું, અથવા સામાંન, લઇ જવો નહી; અથવા મજકુર વસ્તુઓને જાણી બુજીને ભાંજવી, તોડી પાડવી, નુકસાન પુગાડવું, અથવા દીવો બુજવી નાખવો નહી.

☞ **સજા**—રૂ૧૦૦ શુધીના દંડની.

૩૩૨. **નુકસાન માટેની જોખમદારી**—મ્યુનીસીપાલ દીવો કોઇ શખસ બેદરકારી અથવા અકસ્માતથી ભાંજી નાંખશે તો તે સમરાવવાનો ખર્ચ તેને માંથે પડશે.

૩૩૪. (૧, ૨) **ગ્યાસના નલની જગ્યા**—મોહોલ્લામાં કોઈબી શખસે ગ્યાસનો નલ મુકયો અથવા તેને લગતું કાંમ કરાવ્યું હોય, તો તે નલ અથવા કાંમ ઉંચેથી અથવા નીચેથી મુકવા, યા તેની જગ્યા બદલી નાંખવાને, નોટીસ મારફતે કમીશનર તેને ફરમાવી શકશે. એવા ફેરફારનો ખર્ચ તથા બીજી જેબી નુકસાંની થાય તે ઘરધણીને કમીશનર ભરી આપશે.

☞ **સજા**—નોટીસ મુજબ નહી ચાલનારને રૂ૫૦ શુધીનો દંડ, તથા દરરોજનો રૂ૧૦ શુધીનો દંડ થશે.

૩૩૫. (૧, ૨) **ગ્યાસના નલ ઉપર ઈમારતો**—કમીશનરની પરવાનગી વગર, કારપોરેશનનાં ગ્યાસના નલો ઉપર કોઇએબી ઇમારત, દેવાલ, અથવા બીજું બાંધકાંમ નવેસરથી કરવું નહી. જો કોઈ તેમ કરશે તો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાતથી કમીશનર તે કઢાવી નાખશે, અથવા તકસીરવારને ખર્ચે પોતાને ઘટીત લાગે તે પગલું ભરશે; તથા તેને રૂ૧૦૦ શુધીના દંડની, તથા દરરોજના રૂ૧૦ શુધીના દંડની સજા થાશે.

---

# બાબ ૧૨ મો.

## બાંધકાંમને લગતા ધારાનો સમજણ.

૩૩૭. (૧) **ઈમારત બાંધવા આગમજની નોટીસ**—દરેક ઘર બાંધવા ચાહનારે છાપેલા ફાર્મ ઉપર આગમજથી કમીશનરને નોટીસ આપીને, તેમાં બાંધવા

ધારેલા ઘરની જગ્યા, ઇમારતની તરેહ, શું કાંમસર તે બંધાશે, તથા તેની લંબાઇ પોહલાઇ વીશેની વીગતો આપવી.

(૨) "ઘર બાંધવા" નો અર્થ એ થાયછે જે તંદન નવીજ ઇમારત ઉઠાવવો, અથવા ઘરની ભરણી શુધી તોડી પાડેલી ઇમારત ફરીથી બાંધવી; અથવા આગલ માંણસનાં રેહઠાંણ શારૂં નહી બાંધેલી ઇમારતને હવેથી ફરવીને માંણસના વપરાસ માટે બાંધવી; અથવા જે મકાન આગલ એકજ રેહવાના ઘર દાખલ બાંધેલું, તેના હવે પછે એક કરતાં વધારે મકાનો કરવાના હોય; તો એ મુજબની બાંધેલી, ફરીથી બાંધેલી, અથવા ફરવીને બાંધેલી ઇમારતને મ્યુનીસીપાલ ધારામાં નવી ઇમારત દાખલ ગણેલી છે.

૩૩૮. (એ, બી) **ઇમારતના પ્લાન**—નોટીસ મલ્યા પછે ૩૦ દીવશની અંદર કમીશનર ઘરધણીને નોટીસથી ફરમાવશે, કે નીચે મુજબનાં શર્વે કાગલ્યાં પોતાંની ઉપર તેણે મોકલી દેવાં, એટલે કે ધારેલી ઇમારતના દરેક માલનો એક પ્લાન, જે દર ૮ ફીટે ૧ ઇંચ કરતાં ઓછા સ્કેલ ઉપર કરવો નહી; ઇમારતનાં જુદા જુદા ભાગોની, તેમજ સંડાસ, મોરી, મુતર્ડી, ટાંકી, કુવો, વગેરેની જગ્યા, આકાર, તથા લંબાઇ પોહલાઇ; અને ઇમારતમાં જો બે કરતાં વધુ કુટુંબો વસવાના હોય, અથવા જ્યાં ૨૦ કરતાં વધુ માંણસો કોઇ વેપાર ધંધામાં લાગવાના, અથવા લોકો જાહેર રીતે એકઠાં થવાના હોય, તો તેમાં આવજાવ કરવાના કેવા માર્ગો રાખ્યાચ તેનો ખોલાસો કરવો; ઇમારત કેવી જાતના સામાનથી બંધાવા-

ની, દેવાલો તથા છાપરાંની જાડાઇ કેટલી, કહી રીતની ગટર કરવાની, પાંણી પુરૂં પાડવા તથા હવાની અવજાવના શું બંદોબસ્તો કર્યા છે, અને જો ઇમારત રસ્તાને લાગીને અથવા તેની પાશે આવવાની હોય, તો રસ્તા તરફથી આવજાવના શું સાધનો કર્યા છે તે દેખાડવાં;

(સી, ડી) ઉભેલી ઇમારત દેખાડનારો એક પ્લાન આપવો, જે દર ૪૦ ફીટે ૧ ઇંચ કરતાં ઓછા સ્કેલ ઉપર બનાવવો નહી, અને તેમાં પાશે આવેલી બીજી મીલકતોની જગ્યા દેખાડવી; આગલ પાછલ આવેલા રસ્તાની પોહલાઇ તથા સપાટી જણાંવવી; ધારેલી ઇમારતની ગટરની લેન, તથા તેની લંબાઇ પોહલાઇ, ઉંડાણ, તથા ઢેલાવ દેખાડવાં, તથા તેમાં હવાની આવજાવના શું સાધંનો રાખ્યાંચ તેની વીગતો આપવી.

૩૩૯. **પ્લાન કોણે કરવો**—ઉપલાં પ્લાન કોઇ લાઇસેન્સ ધરાવતા સર્વેયરે કીધાં નહી હશે, તો તેમને કમીશનર કબુલ રાખશે નહી.

૩૪૦ **પુરતી વીગતો જોઇશે**—કમીશનરને મનમાનતો નીકાલ લાવવાને બની આવવા માટે ઘરધણીએ ઉપલો બધો ખાલાસો કર્યો નહી હશે, તો તેને કાગલ્યાં મલ્યા પછે ૩૦ દીવશની અંદર નોટીસ કરી પોતાને જોઇતી વીગતોની કમીશનર ઘરધણીપર માંગણી કરશે.

૩૪૧. **નોટીસ રદ જશે**—માંગેલી વીગતો જો કમીશનરને નહી મલશે, તો ઘરધણીએ આપેલી નોટીસ તેણે નહીજ આપેલી ગણાંશે.

## બીજાં બાંધકાંમો વીશેની નોટીસો.

૩૪૨. (એ, બી) **ફેરફાર અથવા રીપેરનાં કાંમો**—જે શખસની ધારણાં પોતાના મકાનને વધારવાની અથવા તેમાં એવી રીતે ફેરફાર અથવા રીપેર કરવાની હોય, કે જેથી બાહેરની કોઇબી બાજુની દેવાલ, અથવા બે ઘરોની વચેની, અથવા છાપરાંને ટેકવી રાખનારી દેવાલ તોડી નાખવી પડે ; અથવા જમીનની સપાટીથી તેવી દેવાલોનો અર્ધા કરતાં વધારે ભાગ તોડીને ફરીથી બાંધવો પડે ; અથવા

(સી, ડી) દેવાલોના થાંમલાનો અર્ધા કરતાં વધારે ભાગ કાઢી નાખવો પડે ; અથવા જે શખસ રસ્તાની સીધી લાઈનની અંદર આવેલી ઇમારતને તોડીને તેને ફરીથી બાંધવા માંગે, તો તેણે કમીશનરની આફીસમાંથી છાપેલો ફાર્મ લઇ તે ઉપર તેને નોટીસ આપીને મજકુર મકાનની જગ્યા, તથા શું અને કેટલું કાંમ કરવાનું છે તે જણાંવવું.

૩૪૩. (૧, ૨) **પ્લાન વગેરેની માગણી**—મજકુર નોટીસમાં સર્વે વીગતવાર ખોલાસો જો નહી હશે, તો તે કમીશનરને મલ્યા પછે ૩૦ દીવશની અંદર ઘરધણીપર નોટીસ કરીને ધારેલાં કાંમનાં પ્લાન તથા તેને લગતો વીગતવાર ખોલાસો તે માંગશે ; તથા જો લાઇસેન્સ ધરાવતા સર્વેયરનો પ્લાન નહી હશે તો કમીશનર તે નામંજુર કરશે.

---

## બાંધકાંમની શરૂઆત.

૩૪૫. **કાંમ ક્યારે શરૂ કરાય**—કમીશનરને નોટીસ, પ્લાન, અથવા તેણે માંગેલી વધુ વીગતો આપ્યા

પછે ૩૦ દીવશની અંદર ધારેલું કાંમ નાપસંદ કરનારો તેનો જવાબ જો ઘરધણીને નહી મલે, અથવા તે પસંદ કરનારો જવાબ મલે, તો નોટીસ પુગાડેલી તારીખથી ૧ વર્ષની અંદર ઘરધણીએ પોતાનાં કાગલ્યામાં જણાંવ્યા પ્રમાંણેજ અને આ ધારાને અનુસરીનેજ કાંમ ચલાવવું.

૩૪૬. (૧, ૨) **નાપસંદગીના કારણો**—ઇમારતનું બાંધકામ આ ધારાથી ઉલટી રીતે થાયલુ અથવા ગેર સલામત ધારીને કમીશનર નામંજુર રાખે, તો પોતાંને નોટીસ મલ્યા પછે ૩૦ દીવશની અંદર તેના લખીત કારણો તેણે ઘરધણીને આપવાં, તથા કેવી શરતે તે કાંમ પસંદ કરશે તેબી જણાંવવું. તેવી શરતો પ્રમાંણેજ કમીશનરની નોટીસની તારીખથી ૧ વર્ષની અંદર ઘરધણીએ કાંમની શરૂઆત કરવી.

૩૪૭. (૧, ૨) **કાંમની મુદત**—ઉપર મુજબ કમીશનરને નોટીસ આપ્યા અગાઉ ઇમારતનું બાંધકાંમ કોઇબી શખસે શરૂ કરવું નહી; તેમજ મુદતની અંદર કમીશનરે પોતાની નાપસંદગી નહી દેખાડી હોય તોજ કાંમ શરૂ કરવું.. નોટીસની તારીખથી ૧ વર્ષ વીતી ગયા બાદ જે કોઇ કાંમ શરૂ કરશે તેને રૂ૧૦૦૦ શુધીનો દંડ થાશે. મજકુર વર્ષ વીતી ગયા બાદ, નવેસરથી નોટીસ તથા પ્લાન ઘરધણીએ આપવાં, સબબ કે આગલું શર્વે રદ થાયલું સમજવું.

# ઇમારતો તથા તેમને લગતા અસબાબની ગોઠવણો.

૩૪૮. (એ, બી, સી) **ખુલ્લી જગ્યાપરની ઈમારતો**—જે ખુલ્લી જગ્યાપર આગલ બાંધકાંમો નહીં થાયલાં હશે, તેની ઉપર બંધાનારી નવી ઇમારતો વીશે નીચલી ગોઠવંણો અમલમાં આવશે: નવા મોહોલ્લાની બેમાંથી એક બાજુએ ઇમારતો જો બાંધવાની હશે, તો કમીશનર પસંદ કરે તેમ તેનો રસ્તો સપાટ કરી તથા ખડી પુરીને ગટરને લગતી સંપુર્ણ ગોઠવંણુ કરેલી હશે, તોજ તેવી ઇમારતો બાંધવાની તે મંજુરીયાત આપશે. શેહેરના એવા ભાગમાં ઇમારત બાંધવા કોઇ અરજી કરે કે જ્યાં હવે પછે જોઇતા રસ્તાની જગ્યા તથા દશા હજુર મુકરર કરી નહી હશે, તો સ્ટાન્ડીંગ કમીટીની રજાથી કમીશનરે તે નામંજુર કરવી; પંણ જો તે એવું વીચારે કે નવી ઇમારત બાંધવા દેવાથી (નજદીકમાં આવેલાં મકાંનોની જગ્યા ધ્યાનમાં લેતાં.) ત્યાં વસનારાઓને સગવડ થાઇ પડતા એક યા વધું મોહોલ્લા, ગટર તથા પાંણી વગેરેની ગોઠવંણુ સાથે હવે પછે કરવા હરકત નથી, તો તે બાંધવા દેશે. અગરજો ધારેલી ઇમારત કમીશનર નામંજુર કરે, તો તેની ઉપર નોટીસ કરી મજકુર શખસે માંગણી કરવી, કે તેની ધારેલી ઇમારતની પડોસમાં થનારા મોહોલ્લાની જગ્યા તથા દશા કમીશનરે તુરત મુકરર કરી નાંખવી. નોટીસની તારીખથી ૬ માસની અંદર જો કમીશનર તેમ નહી કરે, તો આ ધારાને વલગીને પોતાનું કાંમ ચલાવવાને બાંધનારને સત્તા છે. જે જગ્યા નરક, જાનવરોનાં મુરદાં વગેરે ગલીચીથી પુરી

નાંખી હશે, તો કમીશનરની ખાત્રી થાય તેમ તેવાં શર્વે પદાર્થો ત્યાંથી સદંતર કાઢી નાખ્યા વગર, તે ઉપર કોઇબી ઇમારતનો પાયો નાખવા દેવામાં આવશે નહીં.

(ડી, ઇ, એફ) માંણસના રેહડાણ માટે બાંધવા ધારેલી ઈમારતની ભરણી એવી થવી જોઇએ, કે નજદીકના રસ્તાના મધ્ય ભાગની સપાટી કરતાં તેની ઉંચાઇ ઓછામાં ઓછી બે ફીટ વધારે હોય. પચાસ ફીટ કરતાં ઓછી પોહલાઇના રસ્તાને લાગીને જો તે બાંધવાની હશે, તો કમીશનરની લખીત પરવાનગી વગર, તે ઇમારતની ઉંચાઇ, રસ્તાની પોહલાઇથી દોહડગણી કરતાં વધારે નહી હોવી જોઇએ. તેના દરેક ઓરડાની એક આખી બાજુએ તોબી બાહેરની દેવાલ અથવા ખુલ્લી જગ્યા આવવી જોઇએ; તથા તેવી દેવાલના મ્હોડાં આગલજ ૧૫ ફીટની તોબી પોહલાઇનો રસ્તો આવ્યો હશે, તો દેવાલની બાહેર તેની આખી લંબાઇ શુધી ઓછામાં ઓછી બે ફીટ પોહલી ખુલ્લી જગ્યા રાખવી; અને મકાન જો ચાલી હોય, તો જગ્યાની પોહલાઇ પાંચ ફીટની જોઇએ; તે આસમાંન તરફ ખુલ્લી, તથા બેહુ છેડેથી આવજાવ થાઈ શકે તેમ રાખવી.

(જી, જે, કે, એલ) જમીનથી સીલીંગ શુધી દરેક ઓરડાની ઉંચાઈ ઓછામાં ઓછી ૮ ફીટની, તથા છાપરાં પાશેના ઓરડાની ઉંચાઇ ૭ ફીટની જોઇએ; દરેક ઓરડામાં ઓછામાં ઓછી ૮૦ ચોરસ વાર જેટલી જગ્યા જોઇએ; પવનની આવજાવની એવી ગોઠવણ થવી જોઇએ, કે ખુલ્લી જગ્યા તરફના ઓરડાની એક આખી બાજુની જેટલી જગ્યા હશે તેના ઓછામાં ઓછે

પા ભાગ બારી બારણાંથી રોકાવવો જોઇએ; રેહેઠાણ અથવા તબેલા વગેરે માટે ઝુપડાંની હાર અથવા ઝુમખા, જો કમીશનરને વાજબી લાગે તો નીચલી શરતોથી તે બાંધવા દેશે :

(૧, ૨) પવનની આવજાવ તથા સફાઈના કાંમમાં હરકત નહી નડે તે શારૂં ઝુપડાં એક સીધી લેનમાં બાંધવાં, તથા લેનની સાંમે, તેમજ બે લેનની વચે, પુરતી પોહલાઇની ખુલ્લી જગ્યા રાખવી; તથા સંડાસ અને ગટરની શર્વે ગોઠવણો કમીશનરની પસંદગીની કરવી.

૩૪૯. (૧, ૨) **સલગી ઉઠનારી વસ્તુઓનાં છાપરાં**—કમીશનરની પરવાનગી વગર, બાહેરની દેવાલ અથવા છાપરાં ઉપર લાકડાં, કપડાં, ઘાંસ, પાત્રાં, ચટાઇ, યા એવાજ બીજા પદાર્થોના ઢાંકણ કરવાં નહી. જે કોઇ કરશે તે પેહેલ્લી વાર રૂ૧૦ શુધીના દંડને, તથા ચાલુ ગુનાહ માટે દરરોજના રૂ૫) શુધીના દંડને લાયકનો ઠરશે, તથા તેવાં ઢાંકણ કમીશનર કઢાવી નાંખશે.

---

## બાંધકાંમને લગતી તપાસ.

૩૫૦. **ચાલતાં કાંમની તપાસ**—બાંધકાંમ ચાલે તે દરમ્યાન, નોટીસ આપ્યા વગર, કોઇબી વખતે કમીશનર આવીને તે તપાસી શકે.

૩૫૧. (એ, બી,) **સત્તા વગરનાં કાંમો**—હોકમથી ઉલટી રીતે શરૂ કરેલા કાંમ વીશે બીજા ઉપાયે, લેવા જો કમીશનર જરૂરનું નહી વીચારે, તો તકસીરવાર ઉપર નોટીસ કરી તે પુછશે, કે તેવું કાંમ કંય નહી તોડી

પાડવામા અથવા તેમાં ફેરફાર કરવામાં આવે તેનુ પુરતું કારણ નોટીસમાં લખેલે દીને તથા ઠેકાણે ઘરધણીએ અથવા તેની સત્તા ધરાવનાર એજંટે લખીને કમીશનરપર મોકલી આપવું; અથવા તેઓને જાતે હાજર થઇ કારણ બતાવવાને તે નોટીસ કરશે. જો પુરતું કારણ બતાવવામાં નહી આવે, તો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાતથી, તથા તકસીરવારને ખર્ચે, કમીશનર તેવું બાંધકાંમ તોડાવી પાડશે, અથવા તેમાં ઘટતો ફેરફાર કરાવશે.

૩૫૨. (૧, ૨) **ખાંમીભરેલું બાંધકાંમ**—બાંધકાંમની અંદર આ ધારાથી ઉલટું કાંઇ કાંમ થાયલુંછે એવો ગુમાંન કરવાને જો કમીશનરને વાજબી આધાર હોય, અને તપાસ કરતાં તે કાંમ પુરૂં થાયલું અથવા એટલુ આગલ વધેલું જણાય, કે શી કસુર થાઇછે તે શોધી કઢાતી નથી, તો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાતથી તે કસુર શોધી કાઢવાને બાંધકાંમનો જરૂર જેટલો ભાગ કાપી નાખવા, ખુલ્લો કરવા, અથવા તોડી પાડવાને નોટીસ મારફતે ઘરધણીને કમીશનર ફરમાવશે; તેમ કર્યા પછે, ધારાથી કાંઇબી ઉલટું થાયલું જો નહી જણાય, તો ઘરધણીની નુકસાંની કમીશનરે ભરી આપવી.

૩૫૩. **ખાંમીનો સુધારો**—બાંધકાંમ ચાલે ત્યારે, અથવા તે પુરૂં થાયાથી ૩ માસની અંદર શુધી કોઇબી વખતે તે કરનાર ઉપર, અથવા જો તેની માલેકી બદલાઇ હશે, તો નવા માલેક ઉપર, કમીશનર નોટીસ કરીને ફરમાવશે કે મકાનમાં ધારાથી ઉલટું થાયલું ચોકકસ કાંમ તેણે સુધારી લેવું.

☞ **સજા**—રૂ૧૦૦૦ શુધીના દંડની.

## ધાસ્તી ભરેલી ઇમારતો વીશેની ગોઠવણ.

૩૫૪. (૧, ૨) **ઇમારતો કયારે તોડી પાડશે**—એક ઇમારત અથવા તેને જડેલી ચીજ, અથવા દેવાલ ભાગીતુટી યા પડી જાય એવી થાઇછે, અને ઇમારતમાં વસનારાઓને, અથવા ત્યાં, તેની પાશેથી, અથવા નજીકના ઘરમાં આવજાવ કરનારાઓને માટે તે ધાસ્તી ભરેલી છે એમ કમીશનરને લાગે, તો તેવી ઇમારતને તોડી પાડવા અથવા મજબુત યા દરૂસ્ત કરીને ધાસ્તીનુ કારણ મટાડવા ઘરધણી અથવા વસનાર ઉપર નોટીસ કરીને કમીશનર ફરમાવશે. તે મુજબ જે નહી કરે તેને રૂ૫૦૦ શુધીનો દંડ, તથા ચાલુ ગુનાહ માટે દરરોજનો રૂ૧૦૦ શુધીનો દંડ થાશે. કમીશનરને વાજબી લાગે તો તે એમબી ફરમાવશે કે મજકુર કાંમ શરૂ કર્યા અગાઉ તેઓએ તુરત ઇમારતને ટેકો આપી, યા ત્યાં વાડ ભરી લઇને, ધાસ્તીનું કારણ મટાડવું.

---

# બાબ ૧૩ મો.

## સર્વેઅરો તથા નલવાલાઓનાં પરવાના.

૩૫૫. (૧, ૨, ૩) **પરવાનાં આપવા વીશે** સર્વેઅરો તથા નલ બેસાડનારાઓનાં કાંમો કરવા માટે લાયક શખસોને, વર્ષો વર્ષ ફરવાતા પરવાનાં, કમીશનરે આપવાં. સર્વેઅરનો પરવાનો માંગનાર જો સીવીલ એનજીનીયરની સનદ ધરાવતો, અથવા પોતાના ધંધાની

લાયકાતની પરીક્ષા આપી હોય, તો તેની અર્જ કમીશનરે મંજુર કરવી; પણ જો નાવાકેફી, ખરાબ ચાલ, અથવા બીજા ગંભીર કારણોને લીધે તે શખસ નાલાયક હશે, તો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાતથી તેને પરવાનો આપવો નહી. કમીશનર કોઇની અર્જ જો નામંજુર રાખે, તો અર્જદારના માગવાથી, તેમ કરવાનાં લખીત કારણો, તેને વગર દાંમે આપવાં.

૩૫૬. **ઉપલાંઓ માંટેના ધારા**—સર્વેઅરો તથા નલ બેસાડનારાઓને લગતા ધારા, સ્ટાન્ડીંગ કમીટીની સમ્મતીથી કમીશનર ઘડી કાઢીને, દરેક પરવાનાની પાછલ તે છપાવશે.

૩૫૭. **નલવાલાઓની ફી**—નલ બેસાડનારાઓનાં કાંમો શારૂં સ્ટાન્ડીંગ કમીટી જે ફી મુકરર કરે, તે શીવાય તેઓ જો વધારે દાંમ લેશે તો તેમને રૂ૨૦ શુધીનો દંડ થાશે.

૩૫૮. **નલવાલાએ કાંમ કેવું કરવું**—નલ બેસાડનારે પોતાનું કાંમ બેદરકારી અથવા ગફલતથી બજાવે અથવા ખરાબ માલ યા સામાંન તેમાં વાપરે, તો રૂ૨૦ શુધીના દંડને તે લાયકનો થાશે.

---

# બાબ ૧૫ મો.

## તંદરોસ્તીને લગતા બંદોબસ્તો; કચરાપટી.

૩૬૮. (૧, ૨) **વસનારની ફરજ**—મકાનોમાં વસનારાઓની ફરજ છે, કે ત્યાંનો શર્વે કચરો એકઠો

કરાવી કમીશનર ઠેરવે તેવી જગ્યાઓપર તે નખાવવો તેમ જે નહી કરે, તેને રૂ૧૦ શુધીનો દંડ થાશે. કમીશનર જો એમ ફરમાવે કે કચરાપટીઓ કચરો લઇ જાય ત્યાંશુધી થોડો વખત મકાનની ચોક્કસ જગ્યામાં તે રાખવો, તો તેમ કરવાની ઘરધણી અથવા વસનારની ફરજ છે.

૩૭૨. **કચરાની જગ્યા; વસનારની જોખમદારી**—કચરો અથવા નરક કાઢી નખાવવા બંધાયલા શખસે પોતાની જગ્યાપર ૨૪ કલાકથી વધારે વાર તે રાખવે. નહી, તથા જ્યાં તે નખાવવો જોઇએ ત્યાં નખાવવાની ગફલત કરવી નહી; તે લઇ જતી વેલા રસ્તાની જે જગ્યાપર પડે તે તુરત સાફ કરાવવી; નરકનું વાસણ જરૂર કરતાં વધુ વખત રસ્તાપર અથવા ભલતીજ જગ્યાપર રાખવું યા નાખી દેવું નહી; ઘરધણી અથવા વસનારે ઘરમાંથી રસ્તાપર ગંધીલો પદાર્થ નખાવવો નહી, અથવા તેની જગ્યા, ટોપલીઓ, પેટારા, તેમજ સંડાસની ટોપલી, પેટારા, વગેરે કોઇને પીડાકારક અથવા તંદરોસ્તીને નુકસાન કરે તેવી હાલતમાં રાખવાં નહી. અગરજો તેમ કોઇ કરશે તો તેને રૂ૫૦ શુધીનો, તથા હરરોજનો રૂ૧૦ શુધીનો દંડ થશે.

૩૭૩. **વસનાર ઉપર ધાડ**—કોઇબી ઘરમાંથી રસ્તાપર કચરો અથવા નરક નાખેલો દેખાશે, તો ખરો અપાધી જણાય ત્યાં શુધી તે અપાધ ત્યાંના વસનારેજ કરેલો ગણવામાં આવશે.

# તંદરોસ્તી સંબંધી મકાંનોની તપાસ.

૩૭૪. **તપાસની સત્તા**—કોઇબી જગ્યાની તંદરોસ્તીને લગતી હાલત જાણવા માટે તેની તપાસ કરવાને કમીશનરને હક છે.

૩૭૫. **ચુનો લગાડવા વીશે**—તંદરોસ્તીના કારણસર કોઇબી મકાંનને અંદરથી યા બાહેરથી, અથવા બંધે બાજુથી ચુનો લગડાવવા કમીશનરને જરૂરનુ લાગે, તો તેમ કરવા ઘરધણી અથવા વસનારને તે ફરમાવશે તેમ નહી કરનારને રૂ૫૦ શુધીનો, તથા દરરોજનો રૂ૫) શુધીનો દંડ થશે.

૩૭૬. **પડત પડેલી જગયાઓ**—કોઈબી તજી દીધેલા અથવા ખાલી પડેલા ઘરમાં તોફાન મચાવનારાઓ એકઠા થાતા હોય, અને તેનો ધણી શેહેરમાં વસ્તો હોય, તો તેની ઉપર નોટીસ મોકલીને, અથવા તે ઘર ઉપર મારીને કમીશનર એવું ફરમાવશે, કે તે ઘર ઉપર હક ધરાવતા શખસોએ ત્યાં લફંગાઓ એકઠા થાઇ પીડાકારી કરતાં અટકે. તે માટેનાં ઇલાજો લેવા.

૩૭૭. (૧, ૨) **પીડાકારક જગયાઓ**—કોઈ જગ્યામાં ગંધીલા યા જંગલી ઝાડપાન બેહદ વધી ગયા છે, અને ત્યાં રીતસરની વાડની ગેરહાજરીમાં લોકો ગંધકી કરીને પાશે વસનારાઓને પીડાકારી કરેછે એવું જો કમીશનરને દેખાય, તો તે જગ્યા સાફ કરાવવા, વાડ ભરાવી લેવા, અથવા બીજા ઘટતા ઉપાયો લેવા ઘરધણી

અથવા વસનારને તે ફરમાવશે. પણ મજકુર જગ્યાપર મ્યુનીસીપાલ ગટરની ખાંમીથી તેવી પીડાકારી થતી હશે, તો તે સાફ કરાવવાની કમીશનરની ફરજ છે.

૩૭૮. (૧, ૨) **રેહઠાણ માટે નાલાયક જગ્યાઓ**—કમીશનરને જો એવું લાગે, કે રેહઠાણ દાખલ વપરાતી યા વાપરવા ધારેલી એક જગ્યા તેમ વપરાવવા કોઇબી કારણથી નાલાયક છે, તો વડા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને કમીશનરે અર્જ કર્યાથી, તે જગ્યાનો તેવો ઉપયોગ થાતો અટકાવનારો, અથવા બીજો ઘટતો હોકંમ માજીસ્ટ્રેટ ફરમાવશે; એવા હોકમ બાદ, જયાં શુધી જગ્યાને નાલાયક ઠેરવનારાં કારણો નીકળી ગયાં છે કરીને કમીશનર સર્ટીફીકેટ નહી આપે, અથવા બંધીનો હોકમ માજીસ્ટ્રેટ રદ નહી કરે, ત્યાં શુધી રેહેઠાણ દાખલ મજકુર જગ્યા વપરાય નહી.

☞ **સજા**—રૂ૫૦૦ શુધીના દંડની.

૩૭૯. **ગીરદીવાલાં મકાંનો**—અગરજો કમીશનરને એવું લાગે, કે એક મકાનમાં વસનારાઓની ગીરદી તેમની તંદરોસ્તીને હાંની પુગાડે એટલી બધી છે, તો વડા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને તેણે અર્જ કર્યાથી, ઘરધણીએ છ અઠવાડીયાંની અંદર ભાડુતોની સંખ્યામાં ઘટાડો કરી ગીરદી ઓછી કરનારો, અથવા બીજો ઘટતો હોકમ મજકુર માજીસ્ટ્રેટ ફરમાવશે; તે હોકંમ તોડનારને રૂ૨૦૦ શુધીનો, તથા દરરોજનો રૂ૨૦ શુધીનો દંડ થશે. જો ઘરધણીએ મકાંનનું કાનટ્રાકટ આપ્યું હશે, તો કનટ્રાકટરનેજ ઘરધણી સમજવામાં આવશે. માજીસ્ટ્રે-

ટના હોકંમથી ઘરધણી ભાડુતોને ખાલી કરી જવા કેહેશે, તો તેમ જે નહી કરશે તેને રૂ૨૦૦ શુધીનો દંડ થશે.

૩૮૦. **નુકસાનકારક ઝુપડાં**—રેહઠાણ, તબેલા, અથવા બીજાં કારણોસર વપરાતું કોઇ ઝુપડું, પુરતી ઉંચાઇની ભરણી અથવા ગટરના બરોબર સાંધન વગર અથવા સફાઇ કરવાની અડચંણથી, અથવા બીજાં ઝુપડાંઓ સાથે ગીરદીમાં આવ્યાથી, અથવા પાશે વસનારાઓમાં રોગ પેદા કરશે, યા પ્રજાની તંદરોસ્તી અથવા સલામતીને ધાસ્તી ભરેલું છે, એમ જો કમીશનર વીચારે, તો તેવાં ઝુપડાં સદંતર કાઢી નાખવા, અથવા તેઓમાં ફેરફાર કરવા કમીશનર ઝુપડાંના અથવા ત્યાંની જમીનનાં માલેકને ફરમાવીને, ત્યાંજ એક નોટીસ પણ મરાવશે. આ કલંમ તોડનારને રૂ૫૦ શુધીનો, તથા દરરોજનો રૂ૫) શુધીનો દંડ થશે.

૩૮૧. **પીડાકારક તલાવ, ટાંકી, વગેરે**—કમીશનર જો એવું ધારે કે કોઇ ખાડો, ચર, તલાવ, કુવો ખાંણ, નીચાણની જમીન, અથવા સ્થીર ઉભેલું પાણી, પીડાકારક થાઇ પડશે, તો તે શર્વેના માલેકોને તે ફરમાવશે કે તેમને સાફ કરવાં, પુરી નાખવાં, તેમાનાં પાણી કાઢી નાખવાં, અથવા તેને લગતા બીજા બંદાબસ્તો કરવાં. તેમ નહી કરનારને રૂ૫૦ શુધીનો દંડ, તથા દરરોજનો રૂ૫) શુધીનો દંડ થાશે.

૩૮૨. **ધાસ્તી ભરેલી ખાંણો**—કોઇબી ખાંણમાંથી પથ્થર, મટોડું, વગેરે કાઢવાનું કાંમ લોકોને ધાસ્તી ભરેલું અથવા પીડાકારક છે એમ જો કમીશનર

વીચારે, તો તે ખાંણુમાંથી નીકલતો પદાર્થ કાઢવાનું બંધ કરવાને, અથવા તેથી ઉપજથો ધાસ્તી મટાડીને પીડાકારી અટકાવનારાં બીજા ઉપાયો લેવાને તેના માલેકને તે ફરમાવી શકશે.

☞ **સજા**—રૂ૫૦૦ શુધીનો, તથા દરરોજનો રૂ૧૦૦ શુધીનો દંડ.

૩૮૩. **રસ્તાપર નડનારાં ઝાડપાંન**—કમીશનર જો એવું ધારે, કે એક વાડ પુરતી કાપેલી નથી, અથવા તેમાં થુવર યા બીજાં ઝાડપાંન બેહદ વધી ગયાં છે, અથવા કોઇ ઝાડ પડી ગયુંચ યા પડવાનું થયુંચ, જેથી પ્રજાની સલામતી ધાસ્તીમાં રેહશે, અથવા રાહદારીઓને ધાસ્તી કરે તેમ તે રસ્તાપર ટીંગાઇ પડીને તેને હરકત કરે છે, તો તેના માલેકને કમીશનર ફરમાવશે કે વાડ કાપીને તેને ૪ ફીટની ઉંચાઇ તથા ૩ ફીટની પોહલાઇ શુધીજ રાખવી; વધી ગયલાં ઝાડપાંન કાઢી નાખવાં; અથવા મજકુર ઝાડને તદંન કાપી નાખવું, યા ડાંકલીઓ કાપી તેને રીતસરનું કરવું. તેમ નહી કરનારને રૂ૫૦ શુધીનો, તથા દરરોજનો રૂ૫) શુધીનો દંડ થશે. રસ્તાપર પડેલા યા પડનાર ઝાડ વીશે, પ્રજાની સલામતી માટે જો કમીશનર ચાહે, તો તેના માલેકને ખર્ચે તેને તદંન યા થોડો તે કપાવી નાખશે.

---

## જાનવરોને પાલવા, વગેરે વીશે.

૩૮૪. (બી, સી) **જાનવરો કેમ પાલવાં**—કોઇને પીડાકારક અથવા ધાસ્તી ભરેલું થાઇ પડે તેવી

રીતે કોઇએ જાનવરને પાલવું નહી; અથવા કોઇએ જાનવરને નરક, છાંણુ તબેલામાંનો કચરો, અથવા બીજો નજસ પદાર્થ ખવાડવો, યા બીજાને ખવાડવા દેવો નહી.

☞ **સજા**—રૂ૫૦ શુધીના દંડની.

૩૮૫. **મુવેલાં જાનવરો**—જે જગ્યાપર કોઇ જાનવર મરંણ પામે તે જગ્યાના માલેકે, અથવા જો રસ્તા યા ખુલ્લી જગ્યાપર મરંણ પામે, તો જે શખસના કબજામાં રેહતાં તે મરંણ પાંમ્યુ તેણે, મરંણ પછે ૩ કલાકની અંદર, અને જો રાતનો સમો હશે, તો સુરજ ઉગ્યા પછે ૩ કલાકની અંદર, કમીશનરે ઠેરવેલે જગે તેનું મુરદું જે નહી લઇ જશે તે રૂ૧૦ શુધીના દંડને લાયક થાશે. મરંણ થાયલા લતા ઉપરના તંદરેસ્તી ખાતાંના અમલદારને જાંણ કર્યાથી મુરદાંને ઘટતે ઠેકાંણે લઇ જવામાં આવશે, અને તે માટે કમીશનરે ઠેરવેલી ફી જાનવરના માલેક અથવા તેનો કબજો ધરાવનાર પાશેથી લીધામાં આવશે.

---

## જાહેર રીતે નાહવા ધોવાની ગોઠવણો.

૩૮૬. **નાહવા ધોવાની જગ્યાઓ**—પ્રજાને નાહવા, જાનવરોને નહવાડવા, અથવા કપડાં સુકાવવા, દર્યા કાંઠાના ચોક્કસ ભાગો અથવા મ્યુનીસીપાલની બીજી લાયક જગ્યા કમીશનર એલાહેદી કાઢશે, તે વતરોગે બીજે ઠેકાંણે ઉપલાં કાંમો કોઇએબી કરવાં નહી.

૩૮૭. (૨) **નાહવાની જગયા**—નાહવાના જગ્યાપર જાહેર ખબર મારીને, મરદો તથા સ્ત્રીઓના નાહવાને વખત તથા જગ્યા કમીશનર ઠેરવી આપશે.

૩૮૮. **પાણીની સંભાલ**—ઉપલી કલમ તોડીને કોઇબી તલાવ, ટાંકી, ફુવારા, હોજ, નલ, ઝરા, કુવા, દર્યા કાંઠાની અથવા મ્યુનીસીપાલની બીજી જગ્યામાં યા તેની નજદીક, કોઇએ નાહવું અથવા જાનવર, કપડાં, વગેરે ધોવાં નહી, અથવા તેમાં જાનવર વગેરે નાખવું અથવા જવા દેવું નહી, કે જેથી પાણી જરાબી ખરાબ થાય, તેમજ કપડાં સુકવવાં નહી.

☞ **સજા**— રૂ૧૦ શુધીના દંડની.

૩૮૯. (એ, બી) **તેના બગાડ સાંમે બંધી**—ઉપલીજ જગ્યાઓની અંદર જાનવરી, વનસ્પતી અથવા ખાણીજ પદાર્થ કોઇએ નાંખવો નહી, કે જેથી ત્યાંનું પાણી હેરાનગતી અપનારૂં, યા તંદરોસ્તીને નુકસાનકારક થાઇ પડે; તેમજ ત્યાં, અથવા તેની નજદીકીમાં, ચેપી અથવા કોઇબી કંટાલો ઉપજાવનારા રોગથી પીડાતા શાખસે નાહવું નહી.

---

## કારખાના તથા ધંધાને લગતા ધારા.

૩૯૦. **નવાં કારખાનાં**—કમીશનરની લખીત પરવાનગી વગર, કોઇએબી નવું કારખાનું અથવા વર્કશાપ, કે જેમાં બાફ, પાણી, અથવા યંત્રબળ વાપરવા ધાર્યું હોય તે સ્થાપવું નહી; ધારેલી જગ્યાપર તેવુ કારખાનું અથવા વર્કશાપ થવાથી પડોસમાં આવેલી ગીરદી વસ્તીને લીધે તે વાંધા અથવા પીડાકારી ભરેલું થઇ પડશે એમ જો કમીશનર ધારશે, તો તેવી પરવાનગી તે આપશે નહી.

☞ **સજા**—રૂ૧૦૦૦ શુધીના દંડની.

૩૯૧. **ખાનગી ભઠીઓ**—કોઇબી શખસે એવી રીતની ભઠી વાપરવી અથવા વાપરવા દેવી નહી, કે જે બનતાં શુધી પોતાનો ધુમાડો પોતેજ ખપાવી દેતી નહી હોય. રેલવેના તથા રસ્તાની દરૂસ્તી માટે વપરાતાં એનજીનોને એ કલમ લાગુ નથી.

૩૯૨. **સુખ શાન્તીની ગોઠવણો**—જ્યારેબી કમીશનરને એવું લાગે, કે એક કારખાનુ, ભુંજવાનુ ઘર, વર્કશાપ, મકાન અથવા જગ્યા, જ્યાં બાફ, પાંણી, અથવા યંત્રમળથી કાંમ ચાલે છે તે સફાઇદાર હાલતમાં નથી; અથવા ત્યાંના કાંમથી પેદા થતી ગ્યાસ, વરાળ, ધુલ, વગેરેથી કોઇને ઇજા થાતી અટકાવવા માટે હવાની બરોબર ગોઠવણ કરી નથી; અથવા ત્યાં કામની વેલા એટલી બધી ગીરદી થાય છે કે તે કામદારોની તંદરૂસ્તીને નુકસાનકારક છે, અથવા કોઇ એનજીન, તેનો સામાન, અથવા બીજું સંચાકામ માણુસના જાન અથવા શરીર ધાસ્તીમાં આવી પડે એવી રીતે ગોઠવેલું છે, તો તેવી જગ્યાઓમાં સફાઈ રાખવા, ગીરદી ઓછી કરવા, અથવા સંચાકામની ધાસ્તી મટાડવાના ઉપાયો લેવાને, માલેકોને કમીશનર નોટીસ મારફતે ફરમાવશે; તેવો હોકમ તોડનારને પેહેલી વાર રૂ૨૦૦ શુધીનો દંડ, તથા ચાલુ ગુનાહ માટે દરરોજનો રૂ૧૦૦ શુધીનો દંડ થશે. ૧૮૮૭ ના "બૉંબે બાયલર ઈન્સપેકશન આકટ" ને, તેમજ જે કારખાનાને "ઇન્ડીયન ફેકટરી આકટ" લાગુ કર્યો હોય તેને આ કલમ લાગુ નથી.

૩૯૩. **બાફથી વાગતી સીસોડી**—કમીશનરની પરવાનગી વગર, માણુસોને કામપર બોલાવવા

અથવા રજા આપવા શારૂં, કોઇએબી બાકુથી વાગતી સોસોડી યા તુતારી વાપરવી નહી; તેમ કરનારને રૂ૫૦ શુધી દંડ થશે. આપેલી પરવાનગી કોઇબી વેલા, એક માસની નોટીસ આપીને, અથવા પરવાનગીની શરતોથી ઉલટો અમલ થાયો હશે તો નોટીસ આપ્યા વગર, કમીશનર તે રદ કરશે.

૩૯૪. **લાઇસન્સ જોઇતા ધંધા**—કમીશનરના પરવાના વગર, અથવા તેની શરતોથી ઉલટી રીતે, નીચલાં કારણો શારૂં કોઇએબી જગ્યા વાપરવી નહી: આ ધારાને છેડે આપેલા "શીડુલ એમ" મધ્યે લખેલાં કારણો માટે; કમીશનરના વીચાર મુજબ કોઇના જાન, માલ, અથવા તંદરોસ્તીને ધાસ્તી ભરેલા યા પીડાકારક થઇ પડે તેવાં કારણો શારૂં; ઘોડા, ઢોર, અથવા બીજા ચોપગાં જાનવરો વેચાતાં અથવા ભાડેથી આપવા માટે; ખાનગી વપરાસ વતરોગે, ઇમારતી અથવા બાલવાના લાકડાં, ગામડી તથા વેલાતી કોલસો, કોક, રાખ, સુખું તથા લીલું ઘાંસ, અથવા સલગી ઉડનારી બીજી વસ્તુ ભરી રાખવા યા વેચવા શારૂં જગ્યા વાપરવી નહી. જે કોઈ આ કલમ તોડશે તેને રૂ૫૦૦ શુધીનો તથા દરરોજનો રૂ૨૦ શુધીનો દંડ થશે. પરવાનો મેલવનારે પોતાની જગ્યા પર એક પાટીયું મારી તેપર અંગ્રેજીમાં તેમજ મરાઠી, ગુજરાતી અથવા ઉર્દુ, એ ત્રણમાની કોઇબી એક ભાષામાં પોતાનું નામ, તથા શું કારણસર તથા શરતે પરવાનો મલ્યો છે, તે શર્વે વીગતો લખવી. તેમ નહી કરનારને રૂ૫) શુધીનો દંડ થાશે. સુતર, ઉન, રેશમ અથવા જુટ કાંતવાની અથવા વણવાની મીલોને એ કલમ લાગું નથી.

૩૯૫. **પાણીના બગાડનો અટકાવ**— "શીડુલ એમ" મધે લખેલા ધંધા અથવા કારખાનામાં લાગેલા શખસે ત્યાં થતો કોઇબી પદાર્થ મ્યુનીસીપાલના તલાવ, ટાંકી, હોજ વગેરેમાં ધોવો અથવા ધોવાડવો નહી, તેમજ કારખાનાના નલ યા ગટરમાંથી તેવું પાણી મજકુર જગ્યાઓમાં જવા દેવું નહી, તથા ઉપલી જગ્યાઓનું પાણી ગદલું થાય યા બગડી જાય તેમ કોઇબી કાંમ કરવું યા કરાવવું નહી. તકસીરવારને રૂ૧૦૦૦ શુધીનો દંડ, તથા દરરોજનો રૂ૫૦૦ શુધીનો દંડ થશે. કારખાનાને લગતાં પાણીના નલ તથા બાંધકાંમના માલેકને, અથવા જેના કબજામાં તે હશે તેને ૨૪ કલાકની નોટીસ આપીને તે ખોદાવી તપાસવાને કમીશનરને સત્તા છે, અને આ ધારાથી ઉલટાં કાંમો થાયલાં તેને લાગશે, તો તે તપાસનો ખર્ચ તેવા બાંધકામના માલેક અથવા તેનો કબજો ધરાવનારને માંથે પડશે; પણ જો બધું ઠીક લાગશે, તો થાયલી નુકસાની કમીશનર ભરી આપશે.

૩૯૬. (૧, ૨) **કારખાનાઓની તપાસ**— કોઇબી કારખાનામાં આ ધારાથી ઉલટી રીતે કાંમો થાય છે કે શું તે જોવાને, તથા ત્યાં કોઇબી પીડાકારી પેદા થાય છે કે કેમ તે તપાસવાને, રાત અથવા દીવશના કોઇબી વેલા કમીશનરને દાખલ થવાની સત્તા છે. એમ દાખલ થવાથી, અથવા દાખલ થાતાં કાંઇ જોર વાપરવો પડીયાથી કોઇને જો નુકસાન પુગે, તો તેનો બદલો મલશે નહી; પણ આ ધારા સાંમે કાંઇ ગુનોહ થાય છે એવું માનવાને કારણ મલશે, તોજ જોર વાપરીને તે દાખલ થશે.

# બજારોની સંભાલ માટેનાં કાનુનો.

૪૦૧. **માલ વેચવાને લાઇસેન્સ**—કમીશનરની પરવાનગી વગર, કોઇએ મ્યુનીસીપાલ બજારમાં કોઇબી વસ્તુ વેચવી યા વેચવા મેલવી નહી. તેવા શખસને મ્યુનીસીપાલ સત્તાવાલાઓ તુરત ઉઠાડી મુકશે, અને તેને રૂ૫૦ શુધીના દંડની સજા થશે.

૪૦૨. (૧, ૨, ૩) **ખાનગી બજારો**—શેહેરમાં કેથેબી ખાંનગી બજારો સ્થાપવા દેવી યા નહી તે બાબત કારપોરેશન મુકરર કરશી. પરવાનગી વગર બજાર કરનારને રૂ૧૦૦૦ શુધીના દંડની શીક્ષા થશે. નવી ખાનગી બજાર બાબદ કારપોરેશનના ઠેરાવ મુજબ કમીશનર અમલ કરશે. તેવી બજારની મંજુરીયાત આપ્યા બાદ, તે વીશેની જાહેર ખબર અંગ્રેજી તથા ગુજરાતી, મરાઠી અને ઉર્દુ ભાષાઓમાં, થાનારી બજારની પડોસમાં કમીશનર મરાવશે.

૪૦૩. (૨, ૩) **બજારો માટેનો પરવાનો**—ખાનગી બજારનો માલેક મ્યુનીસીપાલ અથવા બજારોને લગતા ધારાથી ઉલટો ચાલે, તોજ તેની બજાર માટેનો પરવાનો આપવા કમીશનર ના પાડશે; પણ સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાત વીના તેણે તે રદ અથવા સસપેન્ડ કરવો નહી. અગરજો કમીશનર પરવાનો આપવા ના પાડે, અથવા તે રદ અથવા સસપેન્ડ કરે, તો તે વીશેની અંગ્રેજી તથા દશી ભાષાઓમાં લખેલી એક જાહેર ખબર બજારની જગ્યા ઉપર તે મરાવશે.

૪૦૪. **માલ વેચનારની જોખમદારી**—કમીશનરની મંજુરીયાત વગર એક ખાનગી બજાર સ્થપાઇ છે, અથવા તે માટેનો પરવાનો આપવા તેણે ના પાડીયા અથવા રદ યા સસપેન્ડ કીધા પછેબી તે ઉઘાડી રાખી છે, એવું એક શખસે જાણ્યા છતાં ત્યાં કોઇબી વસ્તુ વેચવી અથવા વેચવા મુકવી નહી.

☞ **સજા**—રૂ૫૦ શુધીના દંડની.

૪૦૫. **બજારની ફરશબંદી, વગેરે**—ખાનગી બજારના માલેક, ઇજારદાર, અથવા વસનારને કમીશનર નોટીસથી ફરમાવશે, કે ઇમારતની જમીનને સાફ કરેલા પથ્થર અથવા બીજા લાયક સામાનથી ફરશબંદી કરવી, અથવા કમીશનરની પસંદગીની ગટર ત્યાં બાંધવી.

---

## વેચાણ કરવાની જગ્યાઓની તપાસ, વગેરે.

૪૧૪. (૧, ૨) **ખોરાકની વસ્તુની તપાસ**—કમીશનરની ફરજ છે કે દવાઇ અથવા માણસના ખોરાક દાખલ વપરાતી વસ્તુઓ, જેમ કે જાનવરો, માશ, મરઘાં, બતકાં, માછલી, મેવો, તરકારી, અનાજ, રોટલી, આટો, દુધ, ઘી, માખણ વગેરે કોઇ વેચવા લાવે અથવા કરે, તો તે શર્વેની હુશીયારીથી જાચુક તપાસ કરવાની ગોઠવણ તેણે કરવી.

૪૧૫. (૧, ૨) **ખરાબ વસ્તુઓ**—ઉપલી શર્વે વસ્તુઓ, તેમજ તે તૈયાર કરવા વાપરેલાં વાસણો,

શર્વે વખતે તપાસવાની કમીશનરને સત્તાછે. કમીશનરને જો એવું લાગે, કે કોઇ વસ્તુ માણસના ખોરાક યા દવાઇ તરીકે વાપરવા લાયક નથી, અથવા તે બનાવવાના કામમાં વાપરેલું વાસણ એવી હાલતમાં છે કે તેથી તે વસ્તુ ખોરાક તરીકે નાલાયક થઇ પડી છે, તો તેવી વસ્તુ અથવા વાસણ, તે જપ્ત કરશે.

૪૧૬. **વસ્તુનો નાશ**—જલદીથી બગડી જાય એવી વસ્તુ જો જપ્ત કરી હશે, તો જેના તાબામાં તે મલી હોય તેને ખર્ચે તેનો નાશ કરવાને કમીશનર ફરમાવશે.

૪૧૭. **માજીસ્ટ્રેટ આગલ તપાસ**—જલદી નહી બગડનારી વસ્તુ જો જપ્ત કરી હશે, તો કોઇબી પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટની આગલ તે લઇ જવામાં આવશે; અને તે વસ્તુ ખોરાક તરીકે વાપરવા, તથા તે વાસણ મજકુર વસ્તુ બનાવવાને માજીસ્ટ્રેટને નાલાયક લાગશે, તો તકસીરવારને ખર્ચે તેનો નાશ કરવાને તે ફરમાવશે.

---

## ધાસ્તી ભરેલા રોગો વીશેના કાયદા.

૪૨૧. **ડાકટરની જોખમદારી**—હાસ્પીટલ વતરોગે, કોઇબી મકાનમાં ધાસ્તી ભરેલા કોઇબી રોગની જોબી ડાકટર યા વૈદય સારવાર કરે, અથવા તેની તેને ખબર પડે, તો તેણે તુરત તંદરોસ્તી ખાતાંના અમલદારને તે વાત જણાવવી; તેમ જો તે નહી કરશે તો તેને રૂ૧૦૦ સુધીનો દંડ થશે.

૪૨૨. **કમીશનરની સત્તા**—જ્યાં રોગ ચાલતો હોય ત્યાં કોઇબી વેલા, નોટીસથી યા તે વગર, તપાસ શારૂં, દાખલ થવાને કમીશનરને સત્તા છે; તથા રોગનો ફેલાવો અટકાવવા તે શર્ને ઘટતા ઉપાયો લેશે.

૪૨૩. **રોગી પાણી**—કમીશનરને જો એમ લાગે, કે કોઇબી કુવા, ટાંકી, હોજ વગેરેનું પાણી પીવાથી રોગ પેદા થાશે, તો તે પાણી નહી વાપરવાની તે જાહેર ખબર કાઢશે; એવા હોકમ પછે જે કોઇ તેવું પાણી વાપરશે તેને રૂ૨૦૦ શુધીનો દંડ થશે.

૪૨૪. **ખાશ હાસ્પીટલ**—રોગીનું રેહઠાણ બરોબર નથી એવી મતલબની તંદરોસ્તી ખાતાંના વડાની અથવા સનદી ડાકટરની સરટીફીકેટ ઉપરથી, તેવા રોગ માટેની હાસ્પીટલ અથવા બીજી મુકરર કરેલી જગ્યામાં, તે રોગીને કમીશનર મોકલી દેશે; એવો હોકમ થયા પછે રોગીની સંભાલ કરનાર શખસ જો તેને નહી મોકલશે, તો તેને રૂ૧૦૦ શુધીનો દંડ થશે.

૪૨૫. (૧, ૨) **ચેપ કાઢવો**—કમીશનરને જો એવું લાગે, કે એક મકાન અથવા ત્યાંના સામાનને લાગેલો ચેપ કઢાવી નાખ્યાથી રોગનો ફેલાવો અટકશે, અથવા તે મકાનને થોડો વાર ખાલી કરાવવાની જરૂર છે, તો ઘરધણી અથવા વસનારને તેમ કરવા તે ફરમાવશે. તેમ નહી કરનારને રૂ૧૦૦ શુધીનો દંડ થશે. પણ જો તેઓ ગરીબાઈ અથવા બીજા સબબથી તેમ કરવાને અશકત હશે, તો કમીશનર પોતાને ખર્ચે તે સાફ કરાવશે.

૪૨૭. (૧, ૨) **કપડાંનો ચેપ**—પેહેરવાનાં કપડાં, બીછાનાં, વગેરેને લાગેલો ચેપ કાઢવા માટેની શર્વે

ગોઠવણો સાથેની જે જગ્યા કમીશનર ઠેરવશે, ત્યાં ફી લઇને અથવા તે વગર, ચેપ કાઢી નાખ્યામાં આવશે; તે જગ્યા શીવાય, બીજે કેથેબી આગમજથી ચેપ કાઢયા વગરનાં કપડાં કોઇ ધોશે તો તેને રૂ૧૦૦ શુધીનો દંડ થશે.

૪૨૮. (૧, ૨) **ગાડીઓનો ચેપ**—પોતે ધાસ્તી ભરેલા રોગથી પીડાયછે એમ ભાડેની ગાડીવાલાને જણાવ્યા વગર તેવો રોગી જો તેમાં બેસશે, તો તેને રૂ૫૦ શુધીનો દંડ થશે. પોતાંની ગાડીને જે ચેપ લાગશે તે કાઢી નખાવવા લાગનારો ખર્ચ જો રોગી આગમજથી આપે, તોજ તેને ભાડેની ગાડીવાલો તેમાં લઇ જવાને બંધાયલો છે.

૪૨૯. **મ્યુનીસીપાલ ગાડીઓ**—મજકુર રોગીઓને હાસ્પીટાલમાં મફત લઇ જવાને કમીશનરે લાયક ગાડીઓ પુરી પાડયા પછે, તેમને ભાડેની ગાડીઓમાં લઇ જવાનુ કાયદાસર ગણાશે નહી.

૪૩૦ **સાહુચેતી રાખવી**—રોગનો ફેલાવો અટકાવવાને ઘટતી સાહુચેતી લીધા વગર, રોગીએ ભાડેની ગાડીમાં જવું, અથવા પોતાને લઇ જવા દેવો નહી; એવી સાહુચેતી વગર જનાર સાથે કોઇએ જવું નહી; તથા રોગીને જાણી બુજીને ભાડેની ગાડીવાલાએ લઇ જવું નહી.

☞ **સજા**—રૂ૫૦૦ શુધીના દંડની.

૪૩૧. **ગાડીવાલાની જોખમદારી**—ભાડૂતી ગાડીવાલો, રોગીને લઇ ગયા પછે, ગાડીનો ચેપ જો તુરત કઢાવી નહી નાખે, તો તેને રૂ૫૦૦ શુધીનો દંડ થશે.

૪૩૨. (૧, ૨) **ચેપ લાગેલી વસ્તુઓ**—ચેપ લાગેલી વસ્તુ કોઇએબી બીજાને આપવી, વેચવી,

અથવા મોકલવી નહી; તેમ કરનારને રૂ૫૦૦ શુધીનો દંડ થશે; પણ તેવી વસ્તુ ચેપ કઢાવવાજ પુર્તી સંભાલથી જે કોઇ મોકલશે, તેને આ કલમ લાગુ નથી.

૪૩૩. **ઘરધણીની જોખમદારી**—જે ઘરમાં ધાસ્તી ભરેલા રોગથી પીડાતો શખ્સ વશ્યો હશે, તેનો ધણી ઘરને લાગેલો ચેપ કાઢયા બાબદની તંદરોસ્તી ખાતાંના વડાની અથવા કોઇ સનદી ડાકટરની સરટીફીકેટ લીધા અગાઉ તે કોઇને ભાડેથી આપશે, તો તેને રૂ૫૦૦ શુધીનો દંડ થશે; હોટેલ યા વીશીનો માલેક પોતાને ત્યાં કોઇને ઉતારો આપે, તો તેણે પોતાની જગ્યા તેવા શખસને ભાડેથી આપ્યા તરીકે ગણવામાં આવશે.

---

## મુરદાંને ઠેકાંણે પાડવાને લગતી ગોઠવણો.

૪૪૦ **કબરની જગ્યા**—કમીશનરની પરવાનગી વગર દેવલની અંદર, અથવા આવજાવના રસ્તા, ઝરૂખા, ચોતરા, અથવા ઓટલાની નીચે, કબર કરવી નહી; મુરદાં માટે વપરાતી ધારાની રૂહે બંધ કરેલી જગ્યામાં, તેમજ મ્યુનીસીપાલીટીના દફતરમાં નહી નોંધાવલી જગ્યામાં લાશને દાટવી અથવા ઠેકાણે પાડવી નહી; કબ્રસ્થાનમાં દાટેલી લાશને ખોદી કાઢવી નહી, પણ ફોજદારી કાંમ ચલાવવાની રીતીના ૧૮૮૨ ના ૧૦ મા કાયદાની ૧૭૬ મી કલમ મુજબ અમલ થાય તો હરકત નથી. ઉપલાં ફરમાનો તોડનારને રૂ૫૦૦ શુધીનો દંડ થશે.

**ખોલાસો**—મજકુર ૧૭૬મી કલમ મધે ફરમાવે છે, કે પોલીસના તાબામાં રેહતાં કોઇ માણુસ મરી જાય અને તેને

દાટવામાં આવે, તો મરણનું કારણ શોધી કાઢવા માટે તેવ શખસની દાટેલી લાશ ખોદી કઢાવીને તપાસ ચલાવવા માજીસ્ટ્રેટને સત્તા છે.

૪૪૧. **લાશ તથા કબરનાં કાનુનો**—માણસના મરણ પછે, તેની લાશથી કોઇબી પીડાકારી ઉત્તપન્ન થાય તેટલો લાંબો વખત શુધી તેને દાટવા, બાલવા, અથવા કાયદાસર રીતે ઠેકાણે પાડવા વગર, રાખી મેલવી નહી; લાશને મલાહેજા તથા સુઘડાઇથી ઢાંકયા વગર અથવા તેનો ચેપ કોઇને નહી લાગે તે માટે શર્વે સાહુચેતીઓ લીધા વગર કોઇબી રસ્તા ઉપરથી લઇ જવી નહી; લાશને લઈ જવાને જયાં શુધી બીજો માર્ગ હોય, ત્યાં શુધી કમીશનરે લાશો સાંમે બંધ કરેલા રસ્તા ઉપરથી તેને લઇ જવી નહી; જમીનની સપાટીથી ૬ ફીટ કરતાં ઓછી ઉંડાણવાલી કબરમાં લાશ અથવા તેની પેટીને દાટવી નહી; કબ્રસ્થાનમાની હૈયાત કબરની કોરથી ૨ ફીટ કરતાં વધારે નજીક બીજી નવી કબર કરવી નહી; કમીશનરના હોકમ મુજબની સીધી લાઇનમાંજ કબર ખોદવી અથવા બાંધવી; જે કબરમાં લાશ હોય, તેનીજ અંદર બીજી લાશ દાટવી નહી. **મશાનકાંઠામાં** લાશ લાવ્યા પછે ૬ કલાકની અંદર તે બાલવા ચુકવું નહી; લાશ તદન બલીને ભશ્મ થાઇ જાય ત્યાં શુધી તેના કોઇબી ભાગને રેહવા દેવો નહી, અથવા લાશ લઇ જવાના કાંમમાં વાપરેલાં લુગડાં વગેરે તદન બલીને ભશ્મ થાઇ જયાં વગર, ત્યાંથી બીજે ઠેકાંણે લઇ જવાં અથવા ત્યાંજ રેહવા દેવાં નહી. આ કલમ તોડનારને રૂ૧૦૦ શુધીના દંડની શીક્ષા થશે.

# બાબ ૧૯ મો.

## પરવાનાંને લગતો ખોલાસો.

૪૭૯. **પરવાનાંના કાયદા**—આ ધારા મુજબ જેબી પરવાનો આપવામાં આવે તેમાં તેની મુદત, બંધી તથા શરતો જણાવીને તે ઉપર કમીશનરની, અથવા તે આપવાની સત્તા ધરાવનાર કોઇ બીજા મ્યુનીસીપાલ અમલદારની સહી હોવી જોઇએ; દરેક પરવાના શારૂં કમીશનરે વખતે વખત ઠેરવેલી ફી લેવામાં આવશે; પરવાનો ધરાવનાર જો તેમાંની કોઇબી શરત તોડશે, યા તેને ઉડાવીને વર્તશે, અથવા તેમ કરવા માટે તેને આગલ સજા થઇ હશે, તો તેનો પરવાનો કોઇબી વખતે કમીશનર અટકાવશે, અથવા રદ કરશે; જે શાખસનો પરવાનો અટકાવ્યો અથવા રદ કર્યો હોય, અથવા તેની મુદત વીતી ગયલી હોય, તો તેને અટકાવનારો અથવા રદ કરનારો હોકમ પાછો ખેંચી લેવામાં નહી આવે ત્યાં શુધી, અથવા પરવાનાની મુદત વીતી ગયલી હશે તો નવો પરવાનો લેવામાં નહીં આવે ત્યાં શુધી, મજકુર શાખસની પાશે પરવાનો નથી એમજ સમજવામાં આવશે; પરવાનો અમલમાં હોય ત્યાં શુધી શર્વે વાજબી વખતે કમીશનર ફરમાવે ત્યારે તેની આગલ તે હાજર કરવો જોઇશે આ કલમ તોડનારને રૂ૫૦ શુધીનો તથા દરરોજનો રૂ૧૦ શુધીનો દંડ થશે.

## નોટીસો, વગેરે પ્હોંચાડવાની રીત.

૪૮૪. **નોટીસો, વગેરે કેમ પુગાડે છે**—આ ધારામાં ફરમાવ્યા મુજબની નોટીસ, બીલ, વગેરે કોઇબી શખસને આપવાની જરૂર હોય, તો નીચે લખેલી રીતે પ્હોંચાડવાં:—

તેવા શખસને પોતાંને નોટીસ, બીલ, વગેરે આપવાં; જો તે શખસ નહી મલે, તો શેહેરના જે મકાનમાં તે છેલ્લો રેહતો હતો ત્યાં તેમને મેલી આવવાં, અથવા તેના કુટુંબના કોઇબી ઉંમરે પુગેલાં માણસ અથવા ચાકર આગલ તે રજુ કરવાં; અગરજો તે શખસ શેહેરમાં રેહતો નહી હોય અને કમીશનરને તેનું સરનામું ખબર હોય, તો તેમને ટપાલની મારફતે તેને સરનામે મોકલી દેવાં; પણ અગરજો ઉપલા માંગા કાંમે નહી આવે એમ હોય, તો જે જગ્યાને લગતી નોટીસો, બીલો, વગેરે હશે, તે જગ્યાના કોઇબી જાહેર ભાગ ઉપર તેમને ચ્હોંટાડવાં.

---

## કોઇબી જગ્યામાં દાખલ થવાની કમીશનરની સત્તા વીશે.

૪૮૮. **કમીશનરની સત્તા**—બાંધકાંમોની તપાસ લેવા, અથવા તેમને બજા લાવવા શારૂં, કોઇબી મકાંનની અંદર અથવા જમીન ઉપર, કાંમદારોની સાથે અથવા તેઓ વગર, દાખલ થવાને કમીશનરને સત્તા છે, તે એવી રીતે કે, કમીશનરથી કોઇબી વખતે દાખલ થઇ શકાય એમ આ ધારામાં જ્યાં ફરમાવ્યું નથી, ત્યાં

સુરજ આથમે તથા ઉગે તે વચેના વખતે તેણે દાખલ થવું નહી; આ કાયદામાં જ્યારે એથી ઉલટું ફરમાવ્યું હોય, ત્યારે માણસના રેહઠાણ તરીકે વપરાતી ઇમારતમાંના વસનારની રજામંદીથી કમીશનરે દાખલ થવું; તેમ જો નહી હોય, તો ૨૪ કલાકની લખીત નોટીસ આપીને ત્યાં તેણે દાખલ થવું, તથા શું કારણસર તે આવવા માંગેછે તે જો છુપું રાખવાની જરૂર નહી હોય, તો તેબી તેમાં જણાંવવું. અગરજો નોટીસ આપ્યા વગર કોઇબી મકાંનમાં એકદંમ દાખલ થવાની અગત્ય હોય, તો જનાનખાનાની સ્ત્રીઓને મકાનનાં કોઇ બીજા ભાગમાં નીકલી જવાને બની આવવા માટે કમીશનરે પુરતા વખતની આગમજથી ચેતવણી આપવી; તથા બનતાં શુધી દાખલ થવાના મકાનના વસનારાઓની ઘર સંસાર તથા ધર્મ સંબંધી રીતભાંતોને અનુસરીને કમીશનરે અમલ કરવો.

---

## બાંધકાંમો વગેરે કરવા થાયલા હોકમો અમલમાં કેમ લવાય છે.

૪૮૯. **બાંધકાંમનો ખર્ચ**—જ્યારે ચોક્કસ બાંધકાંમ. કરવાને નોટીસ મારફતે કમીશનર કોઇબી શખસને ફરમાવે, ત્યારે તે બજાવવા માટે તેમાં પુરતો વખત તેને આપવો, પણ આપેલી મુદતની અંદર જો તે કાંમ નહી થાયું તો કમીશનરે પોતે તે કરાવવું, અને જેને નોટીસ કરી હતી તે શખસ પાસેથી તેનો ખર્ચ ભરી લેવો; હોકમ મુજબ કાંમ નહી કર્યાથી તે શખસ ઉપર કોર્ટમાં કાંમ ચાલીને આ ધારા મુજબ તેનેસજા થઇ ચુકી હોય, તોપણ કમીશનરે તેવું કાંમ કરાવી લેવું.

૪૯૦. **સામાન ઉંચકવાનો ખર્ચ**—વગર પરવાનગીથી રસ્તા ઉપર કઠેરા, થામલા, ખુરસી, બાંક, નીસરણી, પાટીયાં વગેરે, તથા નોટીશ આપ્યા છતાં, ધાસ્તી ભરેલા મકાનને તોડી નાખ્યા પછે તેનો સામાન, તેમજ ઝુપડાંને લગતો સામાન જો તુરત ઉંચકાવવામાં નહી આવે, તો કમીશનર તે પોતે ઉંચકાવવા લગાડીને તેનો ખર્ચ મજકુર સામાનના વેચાંણનાં નાણાંમાથો લેશે, અને જો તેમ કર્યાથી ખર્ચ પુરેપુરો વલી નહી રેહશે, તો તેના માલેક પાશેથી બાકીનાં નાણાં તે વસુલ કરી લેશે. પણ વેચાંણ થવા આગમજ, તે ઉંચકાવવા વગેરે માટે કમીશનરને લાગેલો ખર્ચ તેનો માલેક આપશે, તો મજકુર સામાન તેને હવાલે થશે. સામાન ઉપર તેનો માલેક અ-ગરજો દાવો નહી કરશે, તો તે ઉચકાવ્યાની તારીખથી એક મહીના પછે, (માલેકે તે દરમ્યાન ખર્ચ આપ્યો હોય તોબી,) કમીશનર લીલાઉથી તે વેચાવી નાખશે, અથવા તે સંબંધી બીજો ઘટતો રસ્તો લેશે, અને લાગેલો શર્વે ખર્ચ બાદ કરતાં જો કાંઇબી સીલક વધશે, તો તે મ્યુની-સીપાલ ફંડ ખાતે જમે થાઇને કારપોરેશનની મતા ગણાંશે.

---

## ખર્ચના નાણાં કમીશનર કેમ વસુલ કરશે.

૪૯૧. **ખર્ચના નાણાં**—બાંધકાંમ કરાવતાં અથવા બીજી રીતે પગલાં ભરતાં, જ્યારેબી ખર્ચના નાણાં કોઇ શખસ ઉપર લેણાં નીકલે, ત્યારે કમીશનરે માંગતા વારમાં તેણે તે આપવાં; જો તે નહી આપે, તો મીલકત વીશેની જકાત જેમ વસુલ કરી લેવાયછે તેમ તે નાણાંબી વસુલ કર્યામાં આવશે.

૪૯૨. **વસનારની જોખમદારી**—અગરજો મજકુર ખર્ચ કોઇબી મકાન અથવા જમીનને લગતાં બાંધકાંમ વીશેના હશે, અને કસુર કરનાર શખસ તેનો માલેક હશે, તો તેવાં મકાન અથવા જમીનના વસનાર પાસેથી ખર્ચની રકમ માંગવામાં આવશે; તે જો નાણાં નહી આપશે, તો મીલકતની જકાત તરીકે તેને ગણીને, વસનારના માલ ઉપર ટાંચ મારી તે વેચીને રકમ 'સુલ કરવામાં આવશે. એની શરત એ છે કે, કમીશનના પુછયાથી મજકુર જગ્યાનું પોતે શું ભાડું ભરે છે, તથા માલેકનું શું નાંમ તથા કયાં ઠેકાણું છે તે જો વસનાર ખરેખર રીતે જણાવી દેશે, તો ભાડાં બાબે જેટલી રકમ વસનાર ઉપર માલેકની નીકલતી હોય તેટલીજ રકમ ખર્ચને પેટે તેની પાશેથી લેવામાં આવશે; પણ પોતે જણાવ્યા કરતાં માલેકનું તેની ઉપર વધુ કાંઇબી નીકલતું નથી એમ પુરવાર કરવાનો બોજો વસનારને માંથે રેહશે. મજકુર ખર્ચ બાબે વસનાર પાશેથી જે રકમ વસુલ કરી લેવામાં આવે, તે માલેક પાશેથી હસાબમાં મજરે લેવાને વસનારને હક છે, પછે જગ્યાના માલેક તથા વસનાર વચે ગમે તેવા કોલ.કરાર થાયલા હોય તેની ચંતા નથી.

૪૯૩. **હફ્તેબંદી**—નાણાં વસુલ કરવાની ઉપલી રીતને બદલે, જો કમીશનરને વાજબી લાગે, તો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાતથી, નાણાં લેણાં નીકલતા શખસની સાથે તે એવો કરાર કરી શકશે કે, મજકુર નાણાં હફ્તેબંદીથી તેણે એવી રીતે પગાર કરવાં, જે દર સાલ સેંકડે ૯ ટકાના વ્યાજ સીકે ૫) વર્ષની અંદર તે શર્વે ફીટી જાય.

૪૯૮. **માલ ઉપર ટાંચ**—અગરજો હફ્તા વખતસર નહી ભરવામાં આવશે, તો કસુર કરનાર ધણીના માલ ઉપર ટાંચ મારી. તે વેચી નાખીને, હફ્તા વસુલ કરી લેવામાં આવશે.

૪૯૯. **ખર્ચ મજરે મલશે**—ફરમાવેલું કાંમ કરવાને જો માલેક ચુકે, તો કમીશનરની મંજુરીયાતથી વસનારે તે બજા લાવવું ; તેમ કરતાં જેબી વાજબી ખર્ચ તેને થાયો હોય, તે માલેકને આપવાની ભાડાંની રકમમાંથી વસનાર મજરે લઇ શકે.

૫૦૦. **એજંટની જોખમદારી**—કોઇનાબી એજંટ અથવા ટ્રસ્ટી તરીકે જે શખસ ભાડાં ઉઘરાવતો હોય, અને આ ધારા મુજબ કાંઇબી કાંમ કરવાને તેને ફરમાવવામાં આવ્યો હોય, તથા તે બજાવવા માટે તેના અસીલ અથવા માલેકના પુરતાં નાણાં તેની પાશે નહી હશે, તો કાંઇબી કાંમ બજા લાવવાને કમીશનર તેવા એજંટ અથવા ટ્રસ્ટીને ફરજ પાડશે નહી.

---

## નુકસાનીનો બદલો આપવાની બાબદ.

૫૦૧. **નુકસાનીનો બદલો**—આ ધારામાં આપેલી સત્તા પ્રમાણે કાંઇ કાંમ કરતાં કોઇબી શખસને નુકસાની પુગશે, તો સ્ટાન્ડીંગ કમીટીની મંજુરીયાતથી કમીશનરે તેનો બદલો તેને વાલી આપવો.

૫૦૨. **સજા ઉપ્રાંત બદલો**—ધારાથી ઉલટી રીતે કોઇબી કાંમ કર્યાથી, અથવા તે નહી કર્યાથી, કોઇને

સજા થાઈ હોય, અને તેના તેવાં કાંમથી કારપોરેશનની મતાને નુકસાન પુગું હોય, તો તેના અપરાધ શારૂં તેને જે શીક્ષા થઇ હુશે તે ઉપરાંત નુકસાનીનો બદલો તેણે આપવો જોઇએ; અગરજો તેમ તે શખસ આપવા નહી માંગે, તો તેને શીક્ષા ફરમાવનાર માજીસ્ટ્રેટે કરેલા દંડની રકમ જેમ વસુલ કરાય છે, તેજ મુજબ, તેના વારંટની રૂહે, તે વસુલ કરી લેવામાં આવશે.

---

## ખર્ચે તથા બદલાનો રકમ વાંધામાં પડે, તો તે વસુલ કરવાની રીત.

૫૦૩. (૧, ૨) **વાંધો કોણ પતાવે**—ખર્ચે અથવા બદલા તરીકેની રકમ વીશે કોઇબી શખસ અને કમીશનર વચ્ચે વાંધો પડે, તો સ્માલ કાઝ કોર્ટના વડા જજ આગલ, તેના ચુકાદા શારૂં, કમીશનર તે વાંધો રજુ કરશે. ચુકાદો મલે ત્યાં શુધી લેણી નીકલતી રકમ વસુલ કરવાનું કાંમ કમીશનર મુલતવી રાખશે; અને ચુકાદો મલ્યા બાદ, તેમાં જણાવ્યા જેટલીજ રકમ તે વસુલ કરી શકશેં.

૫૦૪. **અરજ કરવાની મુદત**—ખર્ચે અથવા બદલાની રકમનો દાવો કમીશનર કરે, તે તારીખથી ૧ વર્ષની અંદર મજકુર વડા જજને અરજ કર્યાથી, શું રકમ આપવી, અથવા કોણ કોણે ફાલા પડતી તે આપવી, તે વીશેનો નીવેડો તે લાવશે.

૫૦૫. **ડીકરીના નાણાં**—તેવો નીવેડો લાવ્યા બાદ, ઠેરવેલી રકમ જો ભરવામાં નહી આવશે, તો સ્માલ

કાઝ કોર્ટની ડીક્રીના નાણાં હોય તેમ તે વસુલ કરી લેવામાં આવશે.

૫૦૬. **સાધારણ ફરયાદ**—ખર્ચ અથવા બદલાના નાણાં ઉપલી રીતે વસુલ કરવાને બદલે, મજકુર કોર્ટમાં સાધારણ રીતે ફર્યાદી માંડીને પણ વસુલ કરી લેવાને હરકત નથી.

---

## સ્માલ કાઝ કોર્ટના વડા જજ આગલ આ ધારાના સંબંધમાં ચાલતાં કાંમોનો ખોલાસો.

૫૦૭. **વસનાર તરફની હરકત**—કોઇબી જાતનું કાંમ બજા લાવતાં મકાન અથવા જમીનના માલેકને ત્યાંનો વસનાર અગરજો હરકત કરે, તો માલેકે સ્માલ કાઝ કોર્ટના વડા જજને અર્જ કરવી; તે ઉપરથી મજકુર વડો જજ લખીત હોકમથી વસનારને ફરમાવશે કે તેણે મકાન અથવા જમીનના માલેકને મલેલા હોકમ મુજબ કાંમ કરતાં શર્વે વાજબી સેહલાઇઓ કરી આપવી; જજને વાજબી લાગે તો અર્જ તથા હોકમને લગતો ખર્ચ વસનાર પાશેથી અપાવશે. હોકમની તારીખથી ૮ દીવશની અંદર શર્વે વાજબો સેહલાઇઓ માલેકને કરી આપવાની વસનારને માંથે ફરજ આવી પડશે; જો વસનાર તેવો હોકમ તોડશે, તો તે મુજબ ચાલવાને તે કબુલ થાય ત્યાં શુધી હોકમ પ્રમાંણે અમલ નહી કર્યાથી માલેકને માંથે જે જોખમ આવી પડે, તેમાંથી તે મોકલો થશે. વસનાર જો હોકમ મુજબ નહી ચાલશે, તો તેને રૂ૨૦૦ શુધીનો દંડ, તથા દરરોજનો રૂ૫૦ શુધીનો દંડ થશે.

૫૦૮. **કોર્ટના ધારા**—આ કાયદાના સંબંધમાં સ્માલ કાઝ કોર્ટના વડો જજ શર્વે ચોકાસી તથા કાંમકાજો પ્રેસીડેન્સી સ્માલ કાઝ કોર્ટના ધારામાં ફરમાવેલી રીત પ્રમાંણેજ કરશે. જે શખસની સાંમે ફર્યાદ થાઇ હોય, તે જો પોતાને સમન્સ મલ્યા છતાં ચોકાસીને વખતે હાજર નહી રેહશે, તો તેની ગેરહાજરીમાં વડો જજ કજીઓ સાંભલીને તેનો નીકાલ લાવશે. ચોકાસીને લગતો ખર્ચ મજકુર વડો જજ જે શખસને આપવાને હોકમ કરે, અથવા એક કરતાં વધારે શખસો હોય, અને તેથી ફાલા પડતો આપવાને ફરમાવે તો તે મુજબ આપવો, તથા જેમ મજકુર કોર્ટની ડીક્રીના નાણાં વસુલ કરાય છે તેમ તે ખર્ચની રકમબી વસુલ કરી લેવામાં આવશે.

૫૦૯. **ફી માટેનો ઠેરાવ**—મજકુર વડા જજને કરેલી અર્જી, અપીલ, સમન્સ વગેરે માટે કેટલી ફી લેવી તે ગવર્નર ઇન કૌંન્સીલ સરકારી "ગેઝેટ" મધે વખતે વખત જાહેરનામાં છપાવીને મુકરર કરશે; તેની શરત એ છે કે, જો નાણાંની રકમને લગતી કોઇબી ચોકાસી હશે તો તેટલીજ રકમ ઉપર સ્માલ કાઝ કોર્ટમાં લેવાતી ફી ભર્યા વગર, મજકુર વડો જજ કોઇબી અર્જી, અપીલ, વગેરે લેશે નહી.

૫૧૦. **ફી માફ થાશે**—મજકુર વડા જજને જ્યારેબી વાજબી લાગે ત્યારે, કોઇબી નાચાર માણસની અર્જી, અપીલ, વગેરે ફી વગર તે લેશે, તેમજ સમન્સ વગેરે તેને મફત આપશે.

૫૧૧. **કજીઆની સમજુતી**—કજીઓ નીકલ્યાની આગમજ બંધે તરફનાઓ વચે જો સમજુતી થાય,

તો તેઓએ ભરેલી ફીનો અર્ધો ભાગ તેમને પાછો આપવાને જજ ફરમાવશે.

૫૧૨. **જજની સત્તા**—આ ધારા સંબંધી અર્જી, અપીલો, વગેરે લેવાની તથા તેમને લગતાં બીજાં કાંમો કરવાની પોતાની સત્તા મજકુર વડો જજ ચાહે ત્યારે પોતાની કોર્ટના કોઇબી બીજા જજને સોંપી શકશે, પણ તે શર્તેનો શેવટનો ચુકાદો તે પોતેજ કરશે. અગર' જો એક કાંમનો નીવેડો આ ધારામાં ફર્માવેલી ચોક્કસ મુદતની અંદરજ લાવવાની જરૂર હશે, તો તે નીવેડો લાવવાનુ કાંમ પણ મજકુર વડો જજ કોઈ બીજા જજને સોંપવાને મુખત્યાર છે. આ ધારાથી પોતાને મલેલી હકુમતના સંબંધમાં, ધારાને વલગીનેજ, તથા સરકારની મંજુરીયાત મેલવીને, સ્માલ કાઝ કોર્ટનો વડો જજ વખતે વખત કાનુંનો ઘડી શકશે.

---

## માજીસ્ટેટો આગલ ચાલતાં કાંમોનો ખોલાસો.

૫૧૩. **માજીસ્ટેટની સત્તા**—શેહેરની અંદર અથવા બાહેર, (એટલે પરાંઓમાં) જેબી 'અમાધો થાય, તે શર્તેનો ઇનસાફ પ્રેસીડેન્સી માજીસ્ટરેટે કરવો.

૫૧૪ **ફરયાદની મુદત**—કોઇબી અમાધ થયા પછે, જો ૩ મહીનાની અંદર ફરયાદ કરવામાં નહી આવે, અથવા મીલકતને લગતી માંગેલી ખબર જો ખોટી આપી હોય તો તે સંબંધીના અમાધના બાબમાં, જો તે થયા પછે ૬ મહીનાની અંદર ફરયાદ થઇ નહી હશે, તો અમાધ માટે કોઇબી શખસ શીક્ષાને લાયક ઠરશે નહી.

૫૧૫. **મ્યુનીસીપાલીટી તરફની પીડાકારી**—મ્યુનીસીપાલીટી તરફથી થાતી કોઇબી જાતની પીડાકારી સાંમે, શેહેરમાં વસતો કોઇબી શખસ પ્રેસીડેન્સી માજીસટરેટ આગલ ફરયાદ કરી શકે; તેવો ફરયાદ થયા પછી, જો માજીસટરેટને વાજબી લાગે, તો જરૂર જોગી ચોકાસી કરીને, તે કમીશનરને ફરમાવશે કે આ ધારામાં જણાવ્યા મુજબનાં બંદોબસ્તો તેણે કરવાં, અથવા પીડાકારીને અટકાવવા અથવા ઓછી કરવાને જે પગલાં ભરવાને માજીસટરેટને વાજબી લાગે તે કમીશનરે ભરવાં; ફરયાદને લગતો વાજબી ખર્ચ, તથા ફરયાદ કરનારને પોતાનો વખત જે ખોવો પડયો હશે તેનો બદલો માજીસટરેટ જે મુકરર કરે તે કમીશનરે આપવો; હોકમ મુજબ અમલ કરવાની તેની ફરજ છે. કમીશનરે પોતાની સત્તા વાપરયાથી જે શખસને ઇજા પ્હોંચી અથવા તેની મીલકતને નુકસાન પુગું હોય, તો તે સંબંધી કમીશનર તરફથી બદલો મેલવવાનો તેને જે હક છે તેને આ ધારાથી કોઇબી રીતે હરકત નડશે નહી.

---

## તકસીરવારોને પકડવાની રીત વીશે.

૫૧૬. **તકસીરવારોને કેમ પકડવા**—જે શખસ આ ધારામાં જણાવેલો કોઇબી અપરાધ કોઇ પોલીસ અમલદારના દેખતાં કરતો માલમ પડે, અને તેનું નાંમ તથા ઠેકાણું તે અમલદારને ખબર નહી હશે, અથવા માંગ્યા છતાં તે આપતો નહી હશે, અથવા આપેલું નામ તથા ઠેકાણું ખોટું છે એમ માનવાને પોલીસ અમલ-

દારને કારણ હશે, તો તેણે તેવા શખસને કેદ પકડવો. ખરૂં નામ તથા ઠેકાણું જાણી લીધા પછે, પકડેલા શખસને તપાસ કરનાર માજીસટરેટ આગલ ઉભો કરવાને જેટલા વખતની જરૂર હોય તે કરતાં વધારે વાર તેને અટકાવી રાખવો નહી, તથા માજીસટરેટના હોકમ વગર તેવા શખસને ૪૮ કલાક કરતાં વધારે વખત અટકાવવો નહી.



# વધારો.

## શીડુલ "બી." જુવો કલમ ૨૪ મી.

### શેહેરમાનાં જુદા જુદા વાર્ડોની ટીપ.

| નંબર | વાર્ડનુ નાંમ. | કારપોરેટરોની સખ્યા. |
|---|---|---|
| ૧. | A, અથવા કોટ તથા બંદરનો વાર્ડ | ૭. |
| ૨. | B, અથવા માંડવી વાર્ડ ... ... | આઠ. |
| ૩. | C, અથવા ભુલેશ્વર વાર્ડ... ... | આઠ. |
| ૪. | D, અથવા ગીરગાંમ વાર્ડ ... | પાંચ. |
| ૫. | E, અથવા ભાયખલા વાર્ડ ... | પાંચ. |
| ૬. | F, અથવા પરેલ વાર્ડ ... ... | બે. |
| ૭. | G, અથવા માહીમ વાર્ડ ... ... | બે. |

---

### ખતની રૂહે મીલકતની માલેકી બદલાઇ હોય, તો તે નામ ઉપર ચઢાવવાને આપવી જોઇતો નોટીસનો નમુનો.

મુંબઇ શેહેરના મ્યુનીસીપાલ કમીશનર જોગ,

હું (ફલાણો)............... શને ૧૮૮૮ના મુંબઇ શેહેરના મ્યુનીસીપાલ આકટની ૧૪૯ મી કલમ મધે ફરમાવ્યા મુજબ, નીચે જણાવેલી મીલકત નાંમ ઉપર ચઢાવવાને અત્રેથી નોટીસ આપું છું :—

નોટીસની તારીખ; ખતની તારીખ; વેચનાર અથવા મીલકત બીજા ધણીના નાંમ ઉપર કરનારનું નાંમ;

ખરીદદાર અથવા જે ધણીના નાંમ ઉપર મીલકત થવાની તેનું નાંમ; શું મીલકત છે તેની તપસીલ; કયાં આ-વેલી છે; આસેસમેન્ટનો નંબર; કલેક્ટરનો નંબર; જમીનની લંબાઇ, પોહલાઇ; ચતુરદશા; ખત રેજીસ્ટર થાયું હોય, તો તેને રેજીસ્ટર કરયાની તારીખ; રીમારક, એટલે ટીકા જે લખવી હોય તે.

(સહી) ક૦ ખ૦



**શીડુલ "એફ." જુવો કલમ ૧૫૦ મી.**

## ખત થાયા વગર મીલકતનો માલેકી બદલાઈ હોય, તો તે નાંમ ઉપર ચઢાવવાને આપવી જોઈતી નોટીસનો નમુનો.

મુંબઇ શેહેરના મ્યુનીસીપાલ કમીશનર જોગ,

હું (ફલાણો)..............શને ૧૮૮૮ના મુંબઇ શેહેરના મ્યુનીસીપાલ આકટની ૧૪૯ મી કલમ મધે ફરમાવ્યા મુજબ, નીચે જણાવેલી મીલકત નાંમ ઉપર ચઢાવવાને અત્રેથી નોટીસ આપું છું:—

નોટીસની તારીખ; કમીશનરના ચોપડામાં હાલ કોણના નાંમ ઉપર મીલકત છે; કોણના નાંમ ઉપર તે ચઢાવવાની; શું મીલકત છે તેની તપસીલ; કયાં આવેલી છે; આસેસમેન્ટનો નંબર; કલેક્ટરનો નંબર; જમીનની લંબાઇ પોહલાય; ચુતુરદશા; રીમારક, એટલે ટીકા.

(સહી.) ક. ખ.

## શીડુલ "જી." જુવો કલમ ૧૮૦ મી.

## ગાડીઓ તથા જાનવરો માટે લેતી કરેલી જકાતનો કોઠો.

| ગાડી તથા જાનવરની તપસીલ. | દર કવારટરે લેવાતી વધુમાં વધુ જકાત. |
|---|---|
| દરેક ૪ પૈડાંની ગાડી જેને ઘોડા, ટટ્ટુ, ખચ્ચર, ગધેડાં, અથવા બલદો જોત્રેલાં હોય, અથવા જે સંચાથી ચાલતી હોય, તેના. ... ... | ૩૫) |
| દરેક ૨ પૈડાંની ગાડી, જેને ઘોડા, ટટ્ટુ, ખચ્ચર, ગધેડાં અથવા બલદો જોત્રેલાં હોય, અથવા જે સંચાથી ચાલતી હોય, તેના... ... ... | ૩ |
| જે ગાડી ઘોડા, ટટ્ટુ, ખચ્ચર, ગધેડા, બલદો અથવા સંચા વગર કોઇબી બીજી રીતે ચાલતી હોય, તેના... | ૨ |
| ૧૨ હાથ, અથવા તેથી વધારે ઉંચાઇના દરેક ઘોડા, ટટ્ટુ, અથવા ખચ્ચર દીઠ... ... ... | ૬ |
| ૧૨ હાથ કરતાં ઓછી ઉંચાઇના દરેક ઘોડા, ટટ્ટુ, અથવા ખચ્ચર દીઠ ... ... ... | ૨ |
| ગાડીને જોતરવા, અથવા ભાર લાધવા શારૂં રાખેલા દરેક બલદ અથવા પાડા દીઠ ... ... | ૧ |
| ગાડીને જોતરવા, ભાર લાધવા, અથવા સ્વારી કરવા શારૂં રાખેલા દરેક ગધેડા દીઠ ... ... | ૧ |



## શીડુલ "એચ" જુવો કલમ ૧૯૨ મી.

## "ટાઉન ડીયુટી" લેવાતા માલની ટીપ, તથા જકાતનો દર.

| માલની વીગત. | તા० ૧ લી એપ્રીલ ૧૮૯૦ થી લેવાતી ડીયુટી. |
|---|---|
| બધી જાતના અનાજ ઉપર | ...દર ખાંડી દીઠ આના બે |
| બધી જાતનો આટો ... | ...જે અનાજનો આટો કર્યો હોય, તે ઉપર લેવાતા કરના ૭૫) ટકા જેટલી ડીયુટી. |
| વાઇન્સ તથા સ્પીરીટસ | ...દર ઇમપેરીયલ ગ્યાલન દીઠ આના ચાર. |
| સાકર, ખાંડ, કાકવી, તથા ગોળ... | ...દર હંડરવેટે આના આઠ. |
| બીર ... ... | ...દર ઇમપેરીયલ ગ્યાલન દીઠ ૭ પૈ. |
| ઘી ... ... | ...દર મુંબઇના મણ દીઠ આના આઠ. |
| બાંધકામનાં લાકડાં (રેલવે સ્લીપરો બાદ.) | ...બજારની કીંમત ઉપર સેંકડે ૨॥ ટકા જેટલી. |
| બાલવાનાં લાકડાં ... | ...દર ખાંડી દીઠ આના બે. |

---

## શીડુલ "આઇ." જુવો કલમ ૨૦૨ જી.

## બીલનાં નાણાં ભરવા માટેની કમીશનરની નોટીસનો નમુનો.

કં० બ० જોગ,......................નો રેહેનાર—

તમોને નોટીસ આપવામાં આવેછે જે, તારીખ...મી... શને ૧૮ ને દીને શરૂ (અથવા આખર થતા) અર્ધ

સાલ માટેની (ફલાણી) જગ્યા, અથવા ગાડી અથવા જાનવર બાબદની જકાતના રૂ ) નીરકમ જે તમારી ઉપર લેણી નીકલેછે, તેની તમારી પાશે મુંબઇ શેહેરના મ્યુનીસીપાલ કમીશનર માંગણી કરે છે; અને વલી તમોને જણાવવામાં આવે છે કે, આ નોટીસ તમોને મલે તે દીનથી ૧૫ દીવશની અંદર..............ખાતે આવેલી મ્યુનીસીપાલ આફીસમાં મજકુર રકમ તમે નહી ભરશો, અથવા તે નહી પગાર કરવા વીશે કમીશનરની ખાત્રી થાય તેવું પુરતું કારણ નહી બતાવશો, તો ખર્ચ સીદ્ધે નાણાં વસુલ કરી લેવા માટે તમારા સામાન ઉપર ટાંચ મારવાને લગતું વારંટ કાઢયામાં આવશે.

આજે તા૦ મી શને ૧૮

(સહી) મુંબઈ શેહેરનો મ્યુનીસીપાલ કમીશનર.

---

## શીડુલ "કે." જુવો કલમ ૨૦૫ મી.

## ટાંચ મારેલો સામાન વેચી નાખવા આગમજ આપવી જોઈતી નોટીસનો નમુનો.

**ક૦ ખ૦ જોગ,**..............નો રેહેનાર—

તમોને નોટીસ આપવામાં આવે છે જે (ફલાણી). તારીખ શુધી (ફલાણી) જકાત માટેના રૂ ) તમારી ઉપર જે લેણાં નીકલે છે તે વસુલ કરી લેવાને શારૂં નીચે આપેલી ટીપ પ્રમાણે, મેં આજ દીને તમારા સામાન ઉપર ટાંચ મારીછે; અને આ નોટીસની તારીખથી દીન ૫) ની અંદર લેણી નીકલતી રકમ, તે વસુલ કરવાને લગતા ખર્ચ

સીકે........ .....ખાતે આવેલી મ્યુનીસીપાલ આફીસમાં જો તમે નહી ભરશો, તો ટાંચ મારેલો સામાન વેચી નાખ્યામાં આવશે.

આજે તા૦ મી શને ૧૮

**વારંટ બજાવનાર અમલદારની સહી.**

☞ હીયાં સામાનની ટીપ આપવામાં આવેછે.

---

## શીડુલ "એલ." જુવો કલમ ૨૦૭ મી.

## ટાંચ બાબદ આપવી જોઈતી ફીનો કોઠો.

| ટાંચની રકમ. | | | | તે ઉપર લેવાતી ફી. | | |
|---|---|---|---|---|---|---|
| રૂ૫ ની અંદર ... ... | | | | ...૦ | ૪ | ૦ |
| ૫ ની ઉપર, તથા ૧૦ ની અંદર | | | | ...૦ | ૮ | ૦ |
| ૧૦ | ,, | ૧૫ | ,, | ૦ | ૧૨ | ૦ |
| ૧૫ | ,, | ૨૦ | ,, | ૧ | ૦ | ૦ |
| ૨૦ | ,, | ૨૫ | ,, | ૧ | ૪ | ૦ |
| ૨૫ | ,, | ૩૦ | ,, | ૧ | ૮ | ૦ |
| ૩૦ | ,, | ૩૫ | ,, | ૧ | ૧૨ | ૦ |
| ૩૫ | ,, | ૪૦ | ,, | ૨ | ૦ | ૦ |
| ૪૦ | ,, | ૪૫ | ,, | ૨ | ૪ | ૦ |
| ૪૫ | ,, | ૫૦ | ,, | ૨ | ૮ | ૦ |
| ૫૦ | ,, | ૬૦ | ,, | ૩ | ૦ | ૦ |
| ૬૦ | ,, | ૮૦ | ,, | ૩ | ૧૨ | ૦ |
| ૮૦ | ,, | ૧૦૦ | ,, | ૪ | ૮ | ૦ |
| ૧૦૦ ની ઉપર ...... ............... | | | | ...૫ | ૦ | ૦ |

☞ ઉપલી ફી મધે શર્વે ખરચ ગણેલો છે; પણ અગરજો માલની સંભાલને માટે શીપાઇઓ રાખવા પડે, તો દર શીપાઇ દીઠ દરરોજના આના ચાર વધારે આપવા પડશે.

---

**શીડુલ "એમ." જુવો કલમો ૩૯૪—૩૯૫ મી.**

## કયા કારણો માટે, પરવાનાં વગર જગ્યાઓ વપરાય નહી.

(૧) ધાતુઓનાં ઓત કાંમો.

(૨) ઇંટો અથવા નળયાં બનાવવાનાં કાંમો.

(૩) નીચે જણાવેલી કોઇબી વસ્તુ સીંચવા, દાબવા, સાફ કરવા, અથવા કોઇબી ક્રીયાથી તૈયાર કરવાનાં કાંમો, એટલે જે—

કપડાંને ગુલીનો રંગ અથવા બીજા કોઇબી રંગો આપવાનું કાંમ, તથા કાગલ, મટોડીનાં વાસણ, અથવા રેશમને લગતાં કાંમો.

(૪) નીચે જણાવેલી કોઇબી વસ્તુને ભરી રાખવા, સીંચવા, દાબવા, સાફ કરવા, અથવા કોઇબી ક્રીયાથી તૈયાર કરવાના કાંમો એટલે કે—

લોહી; હાંડકાં; મીણબતી; વાજીંત્રના તાંત; રસાયણ મેળવણીઓ; ચીનાઇ ઘાંસ; કાથો; રૂ, તથા રૂનો કચરો અથવા કપાશીયાં (રૂની દાબેલી ગાંસડીઓ બાદ;) ડાંમર; ડીનામાઈટ; ચરબી; માછલીની પાંખ; આતશબાજીનો સામાન; સણ, એટલે ફલાકસ; "ફુલમીનેટ આફ મરક્યુરી" નામની પારા સાથેની મેળવણી; ગ્યાસ; "ગન કાટન"; ઉરાડવાનો તથા સુરંગનો દારૂ; સણ, એટલે હેંમ્પ; સુક્કાં ચામડાં; સીંગડાં; ઢોરની ખરી; બાલ,

જુટ, કેરોસીન તેલ; ચુનો; સલગાવવાની મેચીસ; ખાતર; માંશ; નાઇટરો ગ્લીસરીન; તેલ; મીણ તેલનું કાપડ; છીછડાં; કચરો; "પીટરોલીયમ" તેલ; "પારાફીન" તેલ; ચીથડાં; રાળ; રંગુન અથવા બરમાનુ તેલ; સાબુ; ગંધક; સુરોખાર; સ્પીરીટસ; કાચ્ચાં ચામડાં; ચરબી, બીજી જાતની; તાર; "ટો,"; ટરપીનટાઇન; તથા ઉન.



# જાહેર ખબરો.



ગરાંટ મેડીકલ કાલેજની સુવાવડ ખાતાની હાસ્પીટાલમાં ઇંગ્લીશ કલાસમાં પેહેલ વેહેલી, પેહેલા નંબરમાં, ફર્સ્ટ કલાસ ડીપલોમાં એટલે સનદ મેલવેલી મીડવાઈફ

## બાઇ આવાંબાઇ કુંવરજી તારાપુરવાલા.

ઠેકાણું—સર જમશેદજી હાસપીટાલની પછવાડે બાબુલા, તલાવના રસ્તા ઉપર પોલીસ સુપ્રીનટેનડેંટ મી० બુરકનના બંગલાની સાંભે, મી० શેરાબજી શાપુરજી બીલીમોરીયાના ઘરમાં ત્રીજે માલે.

શરવે બેહેનીઓને પોતાના દુઃખની પરીક્ષા કરાવી તે ટાલવાની ઈચ્છા હોય તો. ફકત એકજ વાર મારી સાતે કાંમ પાડીને પોતાની ખાત્રી કરી લેવી. પ્રશુતી વખતે મને બોલાવશો, તો ઘણી સરસ માવજતથી ગર્ભ થેલીને મજબુત કરવામાં આવશે, જેથી સુવાવડની તાપ આવવા પામશે નહી, અને નાહ્યા બાદ વારંમવાર દાકતર આગલ જઈ ફરયાદ કરવી પડશે નહી. તેમજ સુવાવડ રોગ અટકશે, અને સુખ ભરેલી જીંદગી ગુજરશે. સાધારણ પ્રસુતી વેલા કુદરતી રીતે આવતાં બચ્ચાનાં બાબમાં દાઇનું કાંઈ કાંમ નથી; મગર કુદરતમાં કાંઈ અડચણ આવી પડે તે માટે, તેમજ ઓર કેવી રીતે પાડવી અને ત્યારબાદ ગર્ભ થેલીને કેવી રીતે સંકોચવી, પ્રસુતી પામેલી બાઈનું ટીપું ટીપું લોહી કેમ અટકાવવું તેને માટે અનુભવી સીખેલી દાઇ હાજર રેહવી જોઇએ.

બીચારી નહી સીખેલી દનતરી દાઈઓને પેહલાં. તો કુદરતે ઓ-રત જાતમાં કેવા સાંચા ગોઠવેલા છે તેની સમજ મલે નહી; તેથી મરી મસાલા કરી ચાલી જાય, પછે ગમે તે થાઓ. જો ગર્ભ થેલી ઢીલી રહી જાય તો પાછલથી દસતાન અને ધાતનો રોગ લાગુ પડે; બચ્ચાં રહી શકતાં નથી; વારંમવાર અધુરે જાય, નહી તો મુવેલાં અવતરે. જો થેલી જોઈએ તે કરતાં નાની થઇ જાય તો વાંજીઆપણું થાય, પછે સ્ત્રી શુભ દીવશ જોઇ શકતી નથી; જો ઓર બે આની ભારબી રહી જાય તો ઝેરી તાપ આવી પ્રાણ ધાત થવાની ધાસ્તી રેહે. એ માટે રાજ કરતી દયાલુ સરકાર તરફથી, પ્રજા સુખ માટે, મ્હોટાં ફંડો કાઢી "મીડવાઈફોને" અભ્યાસ કરાવી પાસ કરી બાહેર કાઢેછે. તારે તેનો લાભ લઈને તંદરોસ્તી જાલવવી જોઇએ.

**નીચે લખેલાં તમામ દરદોનો હું જાતે ઇલાજ કરીશ.**

૧. અધુરે જવાની જેને ટેવ પડી હોય,

૨. પુરે દીવશે બચ્ચું મરી ગયલું અવતરવાંની ટેવ હોય,

૩. ન ધારેલી નજીવી અડચણને લીધે બાઈ વાંઝણી રહી હોય તો તેની અડચણ જેવું હશે તો ઈલાજ કર્યાથી એક વાર શુભ દીવશ જોવા પામશે. ગર્ભસ્થાનના તમામ દરદો, મસા, વસ-રોલી ચાંદા, ગરમી, બહાર તથા અંદરના સોજા, કમલનું ઉંધું પડવું, દેહનું પડવું, દસતાનમાં પીડાવું, ઘણું દસતાન તથા ધાત જવાથી ઉપજતી નાતાની, હાથ પગનું ઠંડું પડવું, જીવનું ઘ-ભરાવું, દસતાન નહી આવવું, દસતાંન વખતે થતો દુખારો, હમેલ સાને કોઈ પણ જાતની કાહેલી, એ શરવેના રામબાણ ઈલાજો કરવામાં આવશે.

૪. ન્હાનાં બચ્ચાંનો ઝાડો, નાઘલાં તેમજ મ્હોટાંને થાયલી **ડીસેનટરી,** એટલે લોહી સીમટનું પડવું, તેનોબી ખાત્રી ભરેલો ઇલાજ કરવામાં આવશે.

૫. મ્હોટા મ્હોટા સરજન ડાક્ટરો, રાજવંસીઓ, તથા શેઠ સાહુકારોની સરટીફીકેટોમાની થોડીક જે નીચે આપી છે, તે

વાંચીને ખાત્રી કરો. ગરીબો આગલથી વાત ચીત કરશે તો તેમને ફાયદો થાય તે પ્રમાણે બંદોબસ્ત કર્યામાં આવશે. "દયા નહી તે દાઇ દાકતર નહી," એમ હું સમજું છું તમને શું ઇજા છે તે તમારા દાકતરની જાણ માટે લખી માંગશો તો લખી આપીશ. જેથી તમને ડબલ ફાયદો થાશે.

માહારા ઘર આગલ આવવાની ફી, રૂ૧); તમારે મકાંને બોલાવશોતો રૂ૨) તથા ગાડી ભાડું જુદું.

## મને મલેલી ડીપલોમાં અથવા સનદનો તરજુમો.

શુવાવડખાનાની ઈસપીટાલ.

મુંબઇ તા૦ ૧૦ મી એપરીલ ૧ ૮૯.

આથી હું ખાતરી પુરવક લખી આપૂ છું કે આવાંબાઇ શી૦ તારાપોરવાલાએ ચાર મહીનાં સુધી સુવાવડખાનાની ઇસ-પીટાલમાં અભેઆસ કરયો છે. તેણીએ દાઇની પરીક્ષા આપી છે અને પેહેલા વર્ગમાં પસાર થઈ છે. ઉપલા ... ત સુધી તેની ચાલ ચલણ ઘણીજ સારી હતી. હું તેણીને દાઇપણું કરવાને પુરતી લાયક ધારૂં છું.

**જેમશ આરનોટ**—એમ. ડી., સી. એમ.
સરજીઅન મેજર.

સુવાવડખાનાની ઈસપીટાલના વડા મેડીકલ એ.ફીસર.

---

## ડાકટર આરનાટે આપેલી સરટીફીકેટ.

બાઇ આવાંબાઈ કુંવરજી તારાપોરવાલા સર જે. જે શુ-વાવડખાનાની હોસપીટાલમાં એક નર્સ તરીકે શીખા હતી, અને

થોડા દીવશ અગાઉ તેણીએ એક સરેસ્તા પ્રમાણેની પરીક્ષા ઘણીજ ફતેમંદી સાથે પસાર કીધી હતી. તેણીની ચાલ ચલણુ શારી છે. અને હું ધારૂંછુ કે તે એક હુશીઆર અને ડાહાપણુ વાલી બાઈ છે, કે જેણી દાઇનું કામ ઘણી સારી રીતે બજાવસે. તેણી પોતાના દરદી ઉપર હમેશાં સારો રીતે ધ્યાન આપે છે, અને તેઓ ઉપર માયા રાખે છે.

તારીખ ૧૩ મી એપરેલ ૧૮૮૯.

**જેમશ આરનોટ—એમ. ડી. સી. એમ.**
સરજીઅન મેજર.

---

## કાઠીઆવાડમાં આવેલાં માંગરોલના ચીફ નવાબ શાહેબ તરફની અંગ્રેજી સરટીફીકેટનો તરજુમો.

આ સરટીફીકેટ આપવાને મને સંતોષ પ્રાપત થાય છે કે દાકટર બેકરની ખાશ ભલાંમણુ ઉપરથી દાઇનો ધંધો કરનાર બાઈ આવાંબાઇને મુંબઈ ખાતે મારા જનાનાના ઉપયોગ માટે ત્રણ મહીના રાખી હતી, અને હાંઇ આગલ તેથી મારા જનાનાને મલેલા શંતોષના આધારે અમો અમારી સાથે માંગરોલ ખાતે લઈ ગયાં હતાં, તાંહાં આગલ ફકત બે મહીનામાં તેને અતીશય ચાલાકી બતાવી હતી. આ બાઇ રજવાડાની રીતભાંતથી વાકીફ હોવાથી સવલાઓમાં તે પલોટાઇ ગઈ હતી. જાતે શાંત સવભાવની અને તર્ક બુધીવાલીછે. આ બાઇને વીદવાન દાકટરોની કાંઇ અનેક સરટીફીકેટો મલેલી છે, કે જે મારી સરટીફીકેટ કરતાં ખાતરી લાએક કહી શકાય, કારણુ હું કંઈ ડાકટર નથી.

માંગરોલ પેલેસ, તા૦ ૧૭ માં જુન ૧૮૯૦.

**મીયા હબીબ હુશેનમીયા**
માંગરોલના દરબાર સાહેબ.

## ડાકટર બી. આર. નાનાવટી,

અમદાવાદ ખાતેના સરજરી મીડવાઈફરીનો મેડીકલ સીખવનાર.

દાઈ તરીકે બાઈ આવાંબાઈ બીલકુલ લાએક છે અને તે માટે મારૂં સારૂં મત છે. જણાવવાને આનંદ છું કે આ બાઈને મે જનાનાના બે કેસો આપયા હતા કે જે ફતેમંદી સહીત પાર પડયા હતા. તે પોતાનું કામ અછી રીતે જાણે છે, અને તેને તેણીનાં કામમાં હું ફતેહ ઈચ્છું છું.

તા૦ ૯ મી જુન ૧૮૯૦

---

## શુવાવડખાનાના મોટા દાકટર બેકર સાહેબની તરફથી મલેલી સરટીફીકેટ.

માંગરોલની બેગમ શાહેબ મારૂં એક ગ્રાહક હતું અને તે જેઆરે મુંબઇ આવી હતી તે અરસામાં બાઈ આવાંબાઇ માટે ખાશ ભલામણ કરી તેણીની નજીક રાખી હતી, અને જણાવવાને ખુશી ઉપજે છે કે એ અરસામાં તે મને પણ એક અચ્છી મદદગાર થઇ પડી હતી અને મારાં એકદર અનુભવના આધારે ભલામણ કરવાનું દરૂસ્ત વીચારૂં છું કે જેને એમનુ કામ પડે તેણે આ બાઇને જરૂર ઉપયોગમાં લેવી.

દાકટર બેકર એમ. ડી. સી. એમ
સરજન મેજર
શુવાવડખાનાની હોસપીટાલના વડા મેડીકલ ઓફીસર.

## ચીચન તાગપોરના શેઠ નરસીલાલ હરીલાલ, એક મોટા વેપારી તરફથી મલેલી સરટીફીકેટ.

આ સરટીફીકેટ લોક લાભકારક થઈ પડવા શારૂં બાઇ આવાંબાઈ કુંવરજી દાઈ તથા નર્સને મોટી ખુશી સાથે જાહેરમાં લાવવા પરવાના શહીત આપુ છું. એ બાઇએ મુંબઈની મોટી મેડીકલ કાલેજનો ફર્ટ કલાસ ડીપલોમાં મેલવેલો છે.

એ બાઇ હથીઆરોના કામમાં ઘણી ચાલાક સુધીની છે, આ શાથે એ બાઈએ તારાપોરમાં તરણ કેશો બીકટ હાથે લીધેલા શહીસલામત પાર પાડીઆછે, પરમેશવર એમને સદા જય આપો. તા૦ ૫ મી સપ્ટેંમબર ૧૮૯૦ ને દીવશે મારી બાયડી ઉંમર વરશ ગ્રીશની પ્રશુતી વખતે ઘણી દુઃખદાયક હાલતમાં એ દીવશ. આવી પડી, અને તેને પવન થઇ ઉઠ ભાગ કરવા લાગી અમારાં ગામથી આવાંબાઈ બે માઈલ ઉપર રેહેતાં હતાં. એક અમારા દોસ્તે ભલામણ કરવાથી રાતે દશ વાગે એમને બોલાવીઆં. તપાસ કરતાં હાડકાં નજીક નજીક છે, અને જો માંથુ બચાંનું ભાંજી પ્રશુતી નહી લાવવા દેશો તો બે કલાકમાં મરી જશે એમ કેહેવાથી અમોએ હા પાડી, મગર ધારતી હતી કે એવનથી તે જોખમાયા વગર રેહેશે નહી મગર મારા શારાં ભાએગે હથીઆરોથી એ કનટરી દાઈયોને મદદે પોતાના હાથ ઉપર રાખી ફતેહ મંદી સાથે પ્રસુતી લાવી છુટકો રાતે બાર વાગામાં કરેઓ. બાદ દીવશ દશ એને વખાણવા લાયક માવજત કીધી જેથી અમો ઉપકારી છઇએ, પરમેશવર એમનું કલીઆણ કરો. એ બાઇ, બાયડીઓના કામમાં અતી ચાલાકછે એમાં કંઇ શક નથી. જે કોઇ એમને ઉપયોગમાં લેશે તે શદા જય પામવા વગર રેહેશે નહી.

ચીચન તારાપોર તા૦ ૧૫ મી શપટેમબર ૧૮૯૦

**નરસીલાલ હરીલાલ**

---

## તારાપોરના એક મોહોટા શેઠીયા તરફથી મલેલી.

હું સરટીફીકેટ આપું છું કે આવાંબાઈ કુંવરજી તારાપોર-વાલા કે જેમને ગ્રેન્ટ મેડીકલ કોલેજનો પેહેલા કલાસનો ડીપલોમાં મેલવેલો છે તેવન જેયારે તારાપોરમાં પોતાના બાવાને મલવા આવેલાં તારે મારી બેહેનનો પ્રશુતી સમો હતો. આ વખતે આવાંબાઈ એક દાઈ તરીકે મારી બેહેન પાસે હાજેર હતાં. આ કેશ ઘણોજ મુશકેલ હતો અને કનટરી દાઈઓએ નીરાશ થઈ આ કેશ મુકી દીધો પણ આ બાઇએ અમોને શરવેને દેલાશો આપી આશાવન કીધા, અને મારી બેહેન કે જેની બીલકુલ જીવવાની આશા ન હતી તેને ખુદાની કુરપાથી આવાંબાઈએ બચાવી, તાર બાદ દશ દીવશ જાતે પોતે માવજત રાખી. અમના મારી બેહેન કોઈપણ ધાસતીમાં નથી ને તે તદન સારી હાલતમાં છે. આ કામને માટે હું તેમનો ઘણોજ આભારી છું. તારાપોરમાં દાઇનાં કામમાં હેવો કોઈપણ દાકટર થઇ ગયો નથી અને એ જગોએ પંદર દીવસમાં બે જગોએ એક ચંદ્રમાંનું તેજ બતાવી ગયાં હોય એમ અમોને લાગે છે. તેની દાઈપણાના કામમાં ઘણીજ હુશીઆર છે અને દયાલું સવભાવની છે. એમની માવજત અરધું દરદ દફે કરે છે. હું લોકોને તેમને માટે ખરી રીતે હીંમતથી ભલામન કરૂં છું કે જે કોઇ એ બાઈને ઉપીઓગમાં લેશે તે ફતેજ પામશે. આ સરટીફીકેટનો કોઈબી રીતે ઉપયોગ કરવા ખુલી રીતે પરવાનો આપીયો છે."

તા૦ ૮ મી સપટેમબર શને ૧૮૯૦

લા૦ ભીમજીભાઇ એદલજી-તારાપોરખાતાના ટરસટી.

---

આએ સરટીફીકેટ બાઈ આવાંબાઈ કુંવરજી મીડવાઇફને મોટી ખુશી શાથે ઉપીઓગમાં લાવવા પરવાનો આપું છું. મા-હારી છોકરી વરશ ૧૭ ની પ્રશુતી વખતે ઘણી કશટાઇ અને

ચાર દાઇઓ કંઇ કરી શકી નહી, તારે અમો દાકટર હીરજીભાઈ અપુ પાશે ગયા, જેમની ભલાંમણથી આંવાંબાઈને શાંજે ચાર વાગે ઊરન લેઈ ગયા, જેને હથીઆરની મદદથી બચ્ચું કાહાડી છુટકો કરેઓ; બાદ દીવશ શાત વેર એવણે માવજત કીધી. હાલ મારી છોકરી શારી તનદરૂશ્તીમાં છે. હેવા પરશંગે જે કોઈ બોલાવશે તે એમનાં કામથી ખુશ થવા વગર રેહેશે નહીં એવી ખાતરી છે.

ઉરંન–તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૯૦.

લ૦ બાલુમીયા શેખભાઈ ઠાકોર–શાહી

---

## માંગરોલના પ્રીન્સ જાહાંગીરમીયાંએ આપેલી સરટીફીકેટ.

નં૦ ૧૦૩ સને ૧૮૯૧–૯૨ નો.

માંગરોલની હુઝુર કચેરી.

તા૦ ૨૬ મી એપરેલ. ૧૮૯૧

દાઈ આવાંબાંઇની અરજ કબુલ રાખતાં મને મ્હોટી ખુશી ઉપજે છે કે, મ્હારાં ધણીઆનીના સુવાવડ માટે મુંબઇથી તેમને બોલવવામાં આવ્યાં હતાં, અને સુવાવડની આગમજ તેને દરમ્યાન, તેમજ તે બાદ, શરવે વાતે હમુને તેઓએ ખુશ કર્યા છે. હવે પછે પણ એવાજ પ્રસંગો ઉપર એ બાઈની મદદ ઘણી ખુશી સાતે હમો લઈશું. હાલમાં તેમનાથી છુટાં પડતી વખતે તેમને દરેક જાતનું સુખ ચાહીયે છેઇએ.

(સહી) એસ૦ એમ૦ જાહાંગીરમીયાં,
માંગરોલવાલા.



## SAFE'S SPERMATORRHOE PILLS.

# સેફની ધાતુપુષ્ટ ગોળીઓ.

ગુપ્ત ભાગોના છુપા દરદોથી પીડાતા દરદીઓને માફક આવે એવી કોઈપણ જાતની આ દવા જેવી અકસીર અતીયાર સુધી બહાર પડી નથી. આ દવા સ્વચ્છ વનસ્પતીની બનાવેલી અને ઘણી અકસીર અને અમુલીક છે એવી ખાતરી આપવામાં આવે છે. હાથરશથી, નબલાઈથી, જવાનીમાં બુરા લક્ષનમાં પડીઆથી, ઇઆ કોઇ સબબથી ધાતુ જતી હોય, રાતના બુરા સ્વપ્ના આવતા હોય, ધાતુ પતલી થઈ હોય, અને ધાતુ જવાથી તાકાત કમ થઈ હોય, આંખની આજુ બાજુ કાલી ચીતરી પડી હોય, ચેહરો ફીકો પડી ગયો હોય, ધાદદાસ શકતી કમ થઇ હોય, લોહીનો જોસો નરમ પડી કાંઈ કામકાજ ઉપર ચિત્ત રેહેતુંજ નથી, મગજ ખાલી પડી ગુમરી આવેછે, કમરમાં દુખાવો થાયછે. એ શીવાએ ધાતુના જવાથી દરેક દરદો ઉપર આ દવા ઘણી અકસિર અને અતિ ઉમદા અને ખાતરી પુરવક છે. આ દવાની એકજ શીશી વાપરીઆથી ઘણો ફાયદો થાયછે, અને જો કોઈને આ દવા લખીઆ પ્રમાણે વાપરીઆથી ફાએદો થએલો માલમ ન પડે તો, પૈસા પાછા આપવાને ખાતરી આપેછે.

**દવા લેવાની રીત**—એ ગોલી સવાર સાંજ લેવી, અને ગોલી ખાધા પછી તરતજ પાસેર દુધ ગરમ કરી પી જવું.

**કીંમત શીશી એકની રૂ ૧—૬.**

---

### ઘણોજ અકસીર સુરમો.

સાચા મોતીનો અકસીર સુરમો તે આંખની દરેક જાતની બીમારીને એકજ દીવસમાં દુર પાડે છે, જેવી કે આંખમાંથી

પાણી ગલતું હોય, રતાંશ પર આવી હોય, ફુલું પડયું હોય, કાંઈ જખમ પડીઓ હોય, આંખ નબલી પડી ઝાખ મારતી હોએ, મોતીઆના પાણીને સાફ કરેછે, આંખમાં સોજો થયો હોય, આંખમાં સફેદી થઇ હોય ઈઆ છારી બંધાઈ હોય, રતોજવાને ઘણી અકસીર છે; એ સીવાએ બીજા દરેક જાતના આંખનાં દરદોપર અકસીર છે.

**કીંમત તોલા એકના રૂ. ૪**

પા ઈઆ અરધો તોલોબી આપવામાં આવશે.

## કમરૂદીનની કુંપની

આ દવા નીચલે ઠેકાણેથી મલશે.

એફ. એસ. માદનની કું., ભીખા કલીયાણની કું., હરજી મુલજીની કું., નથુ મુલજીની કું.

---

*HEALTH, WEALTH AND PROSPERITY.*

## વીજલીની વીંટીઓ તથા પુતલીઓ.








**જરૂર સંગ્રહમાં રાખો! થોડા ખરચમાં મોટો લાભ!!**

**લોહી ખરાબ હોવાથી હોનારા સરવે રોગ, આ છોટી અતિ સ્વસ્ત બેઆટરીથી સારા થાય છે.**

નબળાપણું, અશક્તતા, સંધીવાયુ, શીરાગતવાયુ, અરધાંગ

વાયુ. પેટમાં ફોગરો વરવું, ટણકવું, ચમકવું, કલ, હાડના દુ:ખ, કમરના દુ:ખ, વરણ તથા સુજ, ગીરકી આવવું, હાથ પાય ગળી જવું, સ્ત્રીઓના રોગ, કાળજાંના દરદો, સરવે પ્રકારના જવર, અરધશિશી, મસ્તકના શુળ, છાતીના જળજળાટ, ધાંટીની સુજ, મુળ વ્યાધ, સરવે પ્રકારના પાઠન, અશકતપણા, ઝોંપ ન આવવું, મુત્રાશરયત રોગ, ખાંસી અને સોઇતર રો પણ નિવારણ કરવામાં આવે છે.

સરવે હોસ્પીટાલોમાં વીજળીના પ્રયોગ રોગ ઉપર કરેછે, અને જે મનુષ્યને અંગમાં શુદ્ધ રકત નથી તેઓના ઉપર વીજળીના ઉપ્યોગ કરેલા ઘણા લોકને જોએલાછે, અને તેથી રોગી દુરસ્ત થાયછે, એમ ઘણો અનુભવછે.

એમ આ ઉત્તમ ગુણકારી, સો રોગશમન કરનારી, આંગ પર શોભાવત દેખાનારી, અને ઓસડની ખટપટ નઠારનારી તથા ઝટપટ મારીને પણ અટકાવ કરનારી અતિ સ્વસ્ત વસ્તુના સંગ્રહ વિના કોઈને રેહેવું નહીં.

| | | | |
|---|---|---|---|
| અષ્ટ ધાતુની વીંટી | રૂ. ૧|| | પુતળીનો | રૂ. ૧ |
| ચાંદીની | રૂ. ૩ | ,, | રૂ. ૨ |
| સોનાની | રૂ. ૨૦ | ,, | રૂ. ૨૨ |

વીંટી ડજન વેચાતી લેનારને એક નંગ જાદા મળશે. એકથી છ નંગ પરયંત ટપાલ ખરચ છ આના. રોકડી કીંમતથી છ નંગ પરયંત ટપાલ ખરચ છ આના. રોકડી કીંમતથી, કીંવા વેલ્યુપેબલ પારસલ માગવાથી મોકલવામાં આવશે.

આ વિજલીના પદાર્થોને માટે અનેક રોગો ઉપર ગુણ આવ્યાના હજારોના દાખલા મળેલા છે, અને નિત્ય મળતા જાય છે. દાખલાના ચોપાનીયા માટે અરધો આનો મોકલવો.

* વીંટી માટે બોટના માપ કીંવા આકાર કરીને મોકલવું. નામ, ઠેકાણું, ટપાલ ઓફીસ તથા ગામ સ્પષ્ટ લખવું જોઈએ.



---

**આ દવા** ઝેરી તથા મારેલી ધાતુ વગરની અને તદનજ સલામતી ભરેલી સવાદીષ્ટ છે. કદ તેમજ સવાદમાં તે એક સાધારણ ટાંકણી જેવી છે તેથી મરદ, સ્ત્રી, તેમજ બચ્ચાંઓ ખુસોથી ખાય છે. આ દવાના વધુ ફાયદાઓ પુછાવ્યાથી જણાવીશ.

**ખોરાક**—મોટા માણસને સવારના એકેક ટાંકણી, તથા બચ્ચાંની આઠમો ભાગ.

**કીંમત**—ત્રણ ડજન ટાકણીની ડબ્બી ૧) ના રૂ ૩) ટપાલ ખરચ મફત.

**એકલા બનાવનાર તથા વેચનાર**

શોરાબજી નશરવાનજી,

વારંટ મેડીકલ ઓફીસર, કીલ્લો સતારા.

---

# કેખશરૂ પેશતનજી હાડવઇદ.

## કોટની બાહેરનાં રેહવાસી લોકોને સવલ પડે તેવી રીતે ખડક પર ઉઘાડવામાં આવેલી હાડ વઇદની દુકાંન.

મુંબઇ મધે જાણીતા થએલા હાડવઈદ મરહુમ બીમજીભાઈની દીકરીના દીકરા મી. કેખશરૂ પેશતનજીએ, ઘણાએક ગ્રહેસ્થોની ખાશ ફરમાશથી માંડવી તથા ખોજે મોહોલો અને ડુંગરીના તેમજ આસપાસના બીજા લતાનાં રેહેવાસી લોકોના સગવડને માટે, પોતાની દુકાંન ખડકના રસતા પર આવેલાં નં૦ ૧૯૬ વાલાં દાદા મકબાના ઘેરની નીચે ઉઘાડી છે. જ્યાં શવારના ૮ થી તે રાતના ૮ વાગા સુધી મેલાપ થશે.

હાથ પગોનાં હાડકાં ભાગેલાં અથવા ઉત્તરી ગએલાં હોએ તે અછી રીતેથી દરૂશત કરવાને, તથા સાંધાઓ ઘણીજ આશાંનીથી પાછા ઠેકાંણાસર મેલવી આપવાને ઊપલી જગોએ દુકાંન ઉઘાડવામાં આવી છે, તે બાબે આ લખેઆથી ખાશો આમ લોકોનું ધેઆન ખેંચેઆમાં આવે છે. કામ ઘતુંજ કીફાએતથી અને ખાતરજમા ભરેલો રીતે કરેઆમાં આવશે. લાંબી મુદત તલકના એ બાબેના હુનરના અનુભવથી ઘણાએક આસામીઓને થએલી ઈજા દરૂશત કરેઆમાં આવી છે અને તે બાબેની સરટીફીકેટો મેલવેલી છે. એ સરટીફીકેટોમાં કેટલાએક જાણીતા અમલદારો અને આબરૂદાર ગરહસ્થોની સરટીફીકેટોબી છે.

રાતની વખતે ધોબીતલાવ વાણીઆ વાડી મરીએન લાઇનની ૩ જી ગલીમા માણેકજી ભગતના ઘરમાં રાતના ૮ વાગેથી બીજી સવારનાં ૭ા સુધી મેલાપ થશે, અગતની વખતે જો કોઈ શખસો પોતાના મકાંન ઉપર બોલાવશે તાંહાંબી જવાને કોશિશ કરવામાં આવશે. ગરીબોને લેપ મફ્ત મારી આપવામાં આવશે.

**લા૦ કેખશરૂ પેશતનજી હાડવઈદ.**

---

બચ્ચાંઓની બીમારીનું મોટું મુલ તેઓના પેટમાંથી પેદા થાય છે, અને આએ ઓષધના મુખ્ય નેમ પેટમાંનો ખોરાક પચાવવાની છે. ખોરાક બરોબર રંધાયલો ન હોય અથવા પુરતો પેટમાં પાચન થયો નહીં હોય તો તેથી કરીને બચ્ચાંઓના પેટમાં કરમનો જોર ઉઠે છે, અને એને લીધે બચ્ચાંઓનું પેટ ફુલે છે, પેટ આવે છે, પેટમાં ચુકો ઊઠે છે, બચ્ચાંઓને તાવ આવેછે, બરોબર ઊંઘતાં નથી, વારેઘડીએ રડે છે. દાંતો પીશે છે, અને કોઈ વેલા તેઓને ઊપલીયું પણ લાગુ પડે છે. ઇત્યાદી.

તે ઉપરથી સેહેલમાં સમજાશે કે જે ઉપાય બચ્ચાંની પાચન શકતીને મદદ કરે છે અને તે શાથે વગર પાચન થએલા ખોરાકથી ખરાબ અસરોને તોડે છે, તેજ ઉપાય એવા કારણોથો ઉત્પન થતી બીમારીનો પણ અટકાવ કરશે.

આએ ઓષધનો કેટલુંક સુધી નીયમીત ઉપયોગ કીધાથી જે બચ્ચાંઓ ખોરાક પચાવી શકતાં નથી તેઓને તે હમેશ આસુદાં રાખેછે.

બચ્ચાંઓ માટેના આ અમુલ્ય ઉપાયનો ખોહોલો ખપ હોવાને લીધે ટાંમશન કુંપનીએ એની બનાવટ માટે ઘણીજ ચોકસાઇ રાખેલી છે.

**બાટલીની કીંમત.........રૂ. ૧—૦—૦**

પા ડજન અને તેથી વધારે લેનારને માટે ખાસ ઓછો ભાવ રાખેલો છે.

**ટામસનની કુંપની,**

**દવા બનાવનાર રશાયણી**

**મુખ્ય આફીસ તથા કારખાનું નંબર ૨૧૭**

**કાલબાદેવી રોડ, મુંબઈ.**

**તમારા બાળ લાંબા, નરમ, તથા મજબુત કરવા હોય તો, વાપરો વનસ્પતીનાં મુલ્યાંમાંથી બનાવેલો**

# વેજીટેબલ હેર આઇલ;

જેના વપરાસથી ઉપર મુજબનો ફાયદો થવા સાથે, બાલ સફેદ થતા અટકેચ, માંથાનો ખોરો નીકલી જાયચ, જયાંથી બાલ ગયા હોય ત્યાં તે પાછા આવેચ, તથા

**આંખને થંડક મલીને, તેની રોશની વધે છે.**

બીજો અજાએબી પેદા કરનારો ગુણ આ ઔષધી તેલમાં એ છે કે. તેથી ગમે તેટલી લાંબી મુદતનું

**માંથાનુ અથવા આંખનું દરદ નાબુદ થાયછે.**

સેંકડો દેશી કુટુંબોમાં ઘણાક વરશોથી એ માનીતુ તેલ વપરાયછે.

**કીંમત, પેંટ ૧ નો રૂ૨॥.**

# ઇરાંની કલફ;

જેના લગાડવાથી સફેદ રૂ જેવા બાળ, ટુંક વખતની અંદર, શાહી જેવા કાલા તથા ચલકતા થાય છે; બીજા કલફોની માફક બાળ લીલા, પીલા, અથવા જાંબુરા થાતા નથી. એની બીજી ખુબી એ છે કે, **તેજ બાલને બે વખત લગાડવો પડતો નથી;** અને તેથીજ કરીને આ કલફ સારો, સુતરો અને સસ્તો છે. **કીંમત, દાબડા ૧ ની રૂ૦॥.**

---

# હરસનો મલમ;

☞ ગમે તેવા જુના તથા સખત દરદના મુળને તે જઈ પોહોંચેછે, દુઃખ અને કીડને તુરત બંધ કરેછે. અને ટુક મુદતમાં મરજને જડ મુળમાંથી કાઢી નાખે છે. તપસીલવાર હકીકત, પાટ ઉપરના કાગલ્યાંમાં આપીછે. **કીંમત, પાટ ૧ ની રૂ૧.)**

**વેચાણનાં ઠેકાણાં:**—કાલબાદેવીના દેવળની સામણે, "મુંબઈ કીતાબખાનાં" માંથી તથા **માહીમ મધે,** મોરી રોડ ઉપર, ખોજા ડોસાભાઈ પભાણીની દુકાનેથી મળશે.

☞ ઉપલી દવાઇઓ તા૦ ૧લી જાનેવારી ૧૮૯૨થી મળશે.